શ્રી નવીન

# હીરબાળા અને બુરખાવાળી બલા



મૂલ્ય ફક્ત આઠ આના.

શ્રી નવિન

# વીરબાળા

અને

# બુરખાવાળી બલા

વીર, શૃંગાર, કરૂણ અને ભેદ ભરમોથી ભરપુર
સંપૂર્ણ સુબોધક રસમય [illegible] વારતા


લેખક

શાન્તિલાલ વલ્લભભાઈ ત્રિવેદી.
[illegible]રાણુવાળા.



પ્રકાશક

કેશવલાલ મગનલાલ દુધવાળા

કાળુપુર રોડ—અમદાવાદ.

મુલ્ય ફક્ત આઠ આના

# પ્રસ્તાવના

પ્રેમ એ એક દૈવી ચીજ છે, સ્નેહ અને પ્રેમલગ્નોથી જોડાએલાં સાચાં હૃદયનાં શુદ્ધ પ્રેમાળ દંપતિઓ સંસારને સ્વર્ગસમ બનાવી પોતાનું જીવન અમ્રતમય બનાવે છે,

સતી સન્નારીઓ પતિને પ્રભુ તુલ્ય સમજી પતિની તનમનથી સેવા કરી અનેક સંકટો અને મુશીબતો પડવા છતાં પણ પતિ ભક્તિમાં અડગ રહી પોતાનુ સતીત્વ તથા શિયળનું રક્ષણુ કરે છે. સાચો મિત્ર પોતાની ફરજ કેવી રીતે અદા કરે છે,

દુષ્ટ વ્યભિચારી મનુષ્યો રૂપમાં મોહાંધ બની પોતાની ક્ષણિક વિષય વૃત્તિ સંતોષવાની ખાતર કેવાં હૃદય ભેદક પાપકર્મો કરે છે. એક વ્યભિચારી કામી કુલટા વિષયમાં અંધ બની દુષ્ટ સેનાપતિના પ્યારમાં પડી ભેદી બુરખામાં છુપાઇ, છુપા વેશે આખા રાજકુટુંબની પાયમાલી કરવા તત્પર બને છે.

લક્ષ્મીની તુચ્છ લાલચ માટે, અને રાજસત્તા મેળવવાની ખાતર એક નર પિશાચ સેનાપતિ ભેદી ભોંયરામાં કેવાં છુપાં ભયંકર કાવત્રાં રચે છે, પરંતુ છેવટે પાપીઓને પાપકર્મોનો બદલો મળી આખરે સત્યનો જય થાય છે છેવટમાં વાંચક બન્ધુ મારૂં આ નાનકડું પુસ્તક વાંચી હંસવૃત્તિ રાખી ભૂલચુકની દરગુજર કરશે. એજ વિનંતી.

ગોમતીપુર
હોળીચકલો
અમદાવાદ.

લેખક.
શા. લ. ત્રિવેદી.
ખેરાલુવાળા

# વીરબાળા

## અને

# બુરખાવાળી બલા

## પ્રકરણ ૧ લુ

### પ્રેમી દંપત્તિ.

પ્રિતી ને પ્રેમના લગ્નો  જીવન રસમય બનાવે છે
જગતમાં પ્રેમી દંપત્તિઓ  સુખી સંસાર બનાવે છે
(શાન્તિ)

સાંયકાળના ૭ વાગી ગયા હતા, ભાસ્કર ભગવાન અસ્તાચળ તરફ ઉતરવાની તૈયારીમાં હતા. ગ્રીષ્મ ઋતુ હોવાથી તાપ આખો દિવસ પડતો અને સર્વે કોઇ પ્રસ્વેદથી રેબઝેબ થઇ જતા. કુંદનપુર નગરની ઉત્તર દિશાએ વિશાળ નદી ખળખળ વહન કરી રહી હતી, અને નદી કિનારે આવેલો કુંદનપુરના મહારાજા શૂરસિંહનો આરસનો ઉંચો ભવ્ય રાજમહેલ નગરની શોભામાં વધારો કરી રહ્યો હતો.

રાજમહેલની આગળ નદી કિનારે એક મોટો સુશોભિત બગીચો બાંધવામાં આવ્યો હતો. અને તે બગીચામાં અનેક પ્રકારનાં ફુલ ઝાડ વાવેલાં હતાં. બાગની વચમાં એક આરસનો મોટો ફુવારો હતો, અને તેની નીચે આજુબાજુ એક હોજ હતો ફુવારામાંથી છત્રીના આકારે પાણી ઉડયા કરતું, અને હોજમાં પડતું. હોજમાં રંગ બેરંગી માછલીઓ

પરસ્પર ગમ્મત કરી રહી હતી. ફૂવારાની આજુબાજુ બેઠકો ગોઠવવામાં આવી હતી અને ત્યાં આગળ રાજકુટુંબ હવા ખાવા બેસતું.

આ સમયે ફૂવારાની સામેની બેઠક પર એક રાજવંશી તેજસ્વી યુવક અને એક સ્વરૂપવાન યુવતી પાસે પાસે બેસી કંઇક વાર્તાલાપ કરી રહ્યાં હતાં. યુવકની ઉમર લગભગ વીસ બાવીસ વરસની હતી કાંતિ ગૌર, અને મોહક, હતી. આંખો વિચારશીલ અને ઉંડી, હતી, મુખ તેજસ્વી, અને કપાળ ભવ્ય હતું. તેનો ચહેરો પ્રભાવશાળી અને ભલ ભલા વીરનરોને પણ આંજી દે તેવો હતો. અત્યારે તેણે શરીર પર રાજવંશી પોશાક ધારણ કર્યો હતો. શરીર પર સોનેરી કીનખાબનો ઝામો, અને લીલા રંગનો કસબથી ભરેલો સુરવાળ પહેર્યો હતો. કમરે બાંધેલા પટ્ટામાં હીરા અને રત્ન જડિત સોનેરી મુઠવાળી શમશેર લટકી રહી હતી. માથાના લાંબા વાંકડીયા બાલ તેની પીઠ પર છુટા લટકી રહ્યા હતા. અને તેમાંથી ઉડતી ઉંચી જાતના અત્તરની મધુરી ખુશબો ચોપાસ ફેલાઇ રહી હતી. તેના પાસે બેઠેલી યુવતીની ઉમર લગભગ સોળ સત્તર વરસની હતી. તે ઘણીજ સ્વરૂપવાન હતી. તેના શરીરનો બાંધો નાજુક હતો. તેની ખૂબસુરતી, વાંકડીયા વાળનો ગુચ્છો ચંદ્ર જેવું મનમોહક તેજસ્વી મુખ, ગુલાબી ગાલની લાલી. અને અમ્રતથી ભરેલાં પરવાળાં જેવા નાજુક રકત અધર, એ સર્વે એટલાં બધાં આકર્ષક હતાં કે મહાન તપસ્વી ઋષિ મુનિયો પણ આ સુંદરીનું અથાક સૌંદર્ય જોઇ ક્ષણભર ચલાયમાન થઇ જાય તેમ હતું. અત્યારે તેણે શરીર પર સોનેરી બુટ્ટાવાળી આસમાની રંગની સાડી પરિધાન કરી હતી, અને તે સાડીમાંથી તેના દેખાતા પ્રત્યેક અંગોમાંથી સૌંદર્યના ફુવારા છુટી રહ્યા હતા. આ દંપત્તિ તે કુંદનપુરના મહારાજા શૂરસિંહનો પાટવી કુમાર ચંદ્રસિંહ અને તેની વીરપત્નિ શારદા હતાં.

શારદાએ સ્વામિ તરફ એક અમી ભરી મીઠી નજર નાંખી મંદહાસ્ય કરતાં કહ્યું. પ્રાણેશ્વર આપણો એકબીજાનો આવા સાચા હૃદયનો શુદ્ધ પ્રેમ પરમાત્મા સદાને માટે નિભાવી રાખે તેવીજ પ્રભુ પાસે હું રાતદિન પ્રાર્થના કરૂં છું

શારદા, મારી વહાલી શારદા, તું જાણે છે કે પ્રેમ શબ્દ એ એક દૈવી ચીજ છે. સત્ય અને સાચા હૃદયનો શુદ્ધ દૈવી પ્રેમ તો દુઃખના ડુંગરો પાછળ છુપાયો છે, કસોટીના કાળ પાછળ ભરાયો છે, સાચા પ્રેમીઓના માર્ગમાં કંટક અને ડગલે ડગલે દુઃખના ડુંગર ઉભા છે. અને તે વિકટ માર્ગથી પાર ઉતરી દુઃખના ડુંગર ઓળંગી ખરી કસોટી થયા બાદ શુદ્ધ પ્રેમીઓના પ્રેમની કિમત અંકાય છે.

મારા વહાલા સૌભાગ્યચંદ્ર, આપનું કહેવું યથાર્થ સત્ય છે. પરંતુ ખરા હૃદયનો શુદ્ધ દિવ્ય પ્રેમ તો હજારો અને લાખ્ખો દુઃખના ડુંગરો પડવા છતાં પણ લેશ પણ ચલાયમાન થતો નથી. ગમે તેવાં સંકટો અને મુશીબતો પડવા છતાં પણ હૃદયનાં શુદ્ધ પ્રેમીઓ સહેજ પણ ડગતાં નથી, ઉલટું જેમ જેમ વધારે દુઃખ પડે છે તેમ તેમ પ્રેમનું બંધન વધારે મજબુત બને છે. પ્રેમની ખરી કસોટી થયા પછી, પ્રેમની પરીક્ષા લેવાયા પછી, પાર ઉતરનાર પ્રમીઓ જે. ખરાં દિવ્ય પ્રેમી મનાય છે. જેવી રીતે સીતા, દ્રૌપદી, દમયંતી. અનસુયા, અને સુકન્યા, સાવિત્રી જેવી જગત પાવન સતીદેવીઓ પતિના શુદ્ધ પ્રેમમાં તલ્લીન બની, લાખ્ખો દુઃખ પડવાં છતાં પણ પોતાના સત્યથી લેશમાત્ર પણ ડગી ન હતી તેવી જ રીતે આ આપની રંક દાસી આપની પ્રેમ ભક્તિમાં લીન બની, આપની ચિત્તચોર મૂર્તિને હૃદય મંદિરમાં પધરાવી નિરંતર આપનુંજ ધ્યાન, આરાધન, અને ભજન કરી રહી છે જુઓ ? મારા વહાલાચંદ્ર જરા જુઓ ? આ શારદાનુ

હૃદય ચીરી જરા જુઓ તો તેમાં આપનીજ પ્રેમ પ્રતિમા બિરાજી છે. વહાલા વધારે શું કહું,

**હૈયું હનુમાનનું ચીર્યું નિહાળી રામની મૂર્તિ**
**હૃદય મારૂં ચીરી જુઓ બિરાજી આપની મૂર્તિ**

સ્વામિનાથ આ શારદાના હૃદયમાં શુદ્ધ સાચો પ્રેમ છે. મારૂં તનમન, ધન, અને સર્વસ્વ આપજ છો. આપના સુખેસુખી અને દુખેદુખી રહેવું તેમાંજ હું મારો ખરો ધર્મ સમજું છું.

ધન્ય છે? મારી હૃદયેશ્વરી! જ્યારે તારા જેવી શુદ્ધ પ્રેમાળ હૃદયની સતીયો આ દેશમાં ઘેર ઘેર પેદા થશે ત્યારેજ ભારતનો ભાગ્યોદય થશે. એમ કહી ચંદ્રે શારદાના મીઠા અમ્રત ભર્યા અધરોષ્ટ પર એક ચુંબન કર્યું. અને બન્ને પ્રેમાળ દંપતિ હાસ્યવિનોદ કરતાં આનંદમાં ગરકાવ થઇ ગયાં.

વાતોમાં વખત જણાયો નહિ. આજે શુકલ પક્ષની પૂર્ણિમા હોવાથી આકાશમાં સુધાકર પોતાની સોળે કળાથી પ્રકટ થઇ આ બન્ને પ્રેમાળ દંપતિ પર અમ્રતના કિરણો વરસાવવા લાગ્યો. આખા ઉદ્યાન પર ચંદ્રનો પ્રકાશ પડયો અને બગીચામાં રૂપેરી ચાંદની પથરાઇ ગઇ. અને આ પ્રેમી યુગલ પ્રેમાલાપમાં લીન બની ગયું

---

## પ્રકરણ ૨ જુ.

### પરિચય.

પતિત પાવની સરિતા સાબરના કિનારે કુંદનપુર નામનું ઘણુંજ ભવ્ય નગર આવેલું હતું. નગરની આજુબાજુ ફરતો શુશોભિત આરસનો ઉંચો કોટ હતો. અને તેને સુવર્ણના વરખથી પૂરેલાં અનેક રંગબેરંગી શોભા આપનારાં કાંગરાં હતાં તે કાંગરા પર પ્રભાતમાં સવિતાનારા

થણનાં સોનેરી કિરણો પડતાં આખો કોટ ઝગઝગી ઉઠતો કોટને ઘસડાઇ સરિતા સાગરનું નિર્મળ જળ ખળખળ વહન કરી રહ્યું હતું. આખા નગરમાં બાગબગીચા અને બીજાં હજારો જોવા લાયક રમણીય સ્થળો આવેલાં હતાં.

આ નગરમાં ગૌબ્રાહ્મણનું રક્ષણ કરનાર, શુદ્ધ ક્ષત્રિય ધર્મનું પાલન કરનાર સૂર્યવંશના મહારાજા શૂરસિંહનું રાજ્ય હતું તેઓ ઘણાજ ધાર્મિષ્ટ, નિતીમાન, અને પ્રજાના પાલક હતા તેમની રૈયત સર્વે પ્રકારે સુખી હતી. અને રૈયત પણ આ રાજ્યને રામરાજ્ય સમાન ગણતી. સદા વફાદારીથી વર્તતી.

મહારાજા શૂરસિંહને બે રાણીયો હતી. તેમાં પટરાણીનું નામ લક્ષ્મીદેવી અને બીજી રાણીનું નામ ચંદ્રભાગા હતું પટરાણી લક્ષ્મીદેવી એક શુદ્ધ ક્ષત્રિય વંશના વીરક્ષત્રિયાણી હતાં. લક્ષ્મીદેવી તે સાક્ષાત લક્ષ્મીનોજ અવતાર હતાં. તેઓ ઘણાંજ ધર્મિષ્ટ પતિવ્રતા, અને સદાચારી હતા તેમને એક પુત્ર હતો. તે પુત્રનું નામ ચંદ્રસિંહ હતું ચંદ્રસિંહ પણ પોતાના પિતાના જેવો શુરવીર, તેજસ્વી, અને ક્ષત્રિય કુળને દીપાવે તેવો વીર નર હતો.

રાજાની બીજી રાણી ચંદ્રભાગા ઘણાજ હલકા સ્વભાવની, નીચ પ્રકૃતિની. ઇર્ષાળુ, અને અભિમાની હતી. તેનો સ્વભાવ ઘણોજ તોછડાઇ ભરેલો હોવાથી મહારાજાએ તેનો ત્યાગ કર્યો હતો અને તેને કંઇ પણ સંતાન ન હતું.

કુંદનપુરના ભાવી રાજ્ય વિધાતા ચંદ્રસિંહની ઉમર વીસ બાવીસ વરસની હતી. તે ઘણોજ બુદ્ધિશાળી, સ્વરૂપવાન, અને યુદ્ધ-કળામાં નિપુણ હતો. કુંદનપુરના સેનાપતિ કાળસિંહનો પુત્ર રામસિંહ અને રાજકુમાર ચંદ્રસિંહ બન્ને સમાન વયના, બુદ્ધિશાળી શુરવીર

મિત્રો હતા બન્ને મિત્રો ઘોડા ખેલાવવામાં, પટ્ટાબાજીમાં, શિકારની રમત રમવામાં, અને અનેક પ્રકારની યુદ્ધકળામાં, અત્યંત કશળ હતા. આ મિત્રોની એટલી બધી તો ગાઢ મિત્રાચારી હતી કે તેઓ એક બીજાથી ક્ષણવાર પણ વિખુટા ન પડતાં રાત દિવસ સાથેજ રહેતા. રામસિંહનો પિતા, સેનાપતિ કાળસિંહ મહારાજાનો અત્યંત માનીતો હતો. આ કાળસિંહનો વધુ પરિચય વાંચકોને આગળ ઉપર થશે.

રાજકુમાર ચંદ્રસિંહનું લગ્ન મણીનગરના મહારાજા માનસિંહની એકની એક લાડકવાયી પુત્રી શારદાની જોડે થયું હતું. શારદા સોળ સત્તર વરસની સ્વરૂપવાન, પતિવ્રતા, અને શિયળ ધર્મને જાણવાવાળી, શુધ્ધ ક્ષત્રિય વંશની વીર માતાની વીર પુત્રી હતી. ચંદ્રસિંહને તે હૃદયની શુધ્ધ પ્રિતી, અને પ્રેમથી ચહાતી હતી. આ જગતમાં સતીને પતિ તેજ પરમેશ સમજી તેની તનમન ધનથી સેવા કરતી, પતિને સાક્ષાત પ્રભુ સમજી તેનુંજ અર્હનિશ ધ્યાન ધરતી સતી શારદા પતિને અત્યંત પ્રિય થઈ પડી હતી.

આ પ્રેમી યુગલ એક બીજાને અરસ પરસ હૃદયના સાચા પ્રેમથી ચહાતું પોતાના જીવનના અણમોલા દિવસો આનંદમાં ગુજારી રહ્યું હતું. આવી રીતે અત્યારે કુંદનપુરનું રાજકુટુંબ સુખ સમૃદ્ધિ અને આનંદમાં મહાલી રહ્યું હતું પણ

નજાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે

તે પ્રમાણે કુંદનપુરના રાજકુટુંબ પર થોડાજ વખતમાં દુઃખના ડુંગરો તુટી પડવાના છે. તેની તેમને કયાંથી ખબર હોય?

---

# પ્રકરણ ૩ જું

## સફેદ નાગણ.

ધરેજો નાર પર વિશ્વાસ એ છે સત્ય નાદાની
જગતમાં નાર ને તરવાર એ બે બેવફા જાણી
હશે જ્યાં બાહુમાં બળ ત્યાં સુધી સાથે વસે છે તે
ગઇ પર હસ્ત તો સંહાર સામી ધસે છે તે

મહારાજા શુરસિંહની અણુમાનીતી રાણી ચંદ્રભાગા મોહનપુરના ઠાકોરની લાડકવાયી પુત્રી હતી. તે બચપણથીજ સ્વતંત્ર મિજાજની, મોજીલી, શોખીન અને ઘણાજ ઉધ્ધત સ્વભાવની હતી. પરંતુ દેખાવમાં તે ઘણીજ ખુબસુરત, સ્વરૂપવાન, અને અત્યંત સૌંદર્ય હોવાથી મહારાજા શુરસિંહે તેના ગુણ જોયા વગર તેના બાહ્ય દેખાવ, અને રૂપથી આકર્ષાઇ તેની સાથે પોતાનું લગ્ન કર્યું પણ મહારાજા શુરસિંહને સ્વપ્ને પણ ખબર નહોતી કે આ સૌંદર્યમાં હળાહળ ઝેર ભરેલું છે. જેવી રીતે સોમલ દેખીતો સફેદ સુંદર હોય છે, પરંતુ તેનો કિંચીત કાયામાં પ્રવેશ થતાંજ માણસ મૃત્યુને શરણ થાય છે, તેવીજ રીતે સ્ત્રીઓનું બાહ્ય સૌંદર્ય જોઇ તેમના રૂપ ઉપર મોહાંધ બની ઘણા પુરૂષો દિવાના બને છે, પણ ગુણ વગરનું રૂપ શા કામનું ?

પડાએ રૂપમાં પૂળો બળો એ રૂપ રામાનું
નથી સદ્દગુણ જેનામાં કહો એ રૂપ છે શાનું
રૂપાળી કઇક રામાઓ હજારો દુર્ગુણોવાળી
મળે કદરૂપ પણ ગુણિયલ સતી તે શુધ્ધ છે શાણી

( શાન્તિ )

રૂપતો ઢેડ ચમારને પણ હોય છે. પણ ગુણ વગરનું એકલું રૂપ શા કામનું જેનામાં એક પણ સદ્દગુણ ના હોય, અનિતી, વ્યભિચાર,

અને જગતમાં ગણાતા લાખ્ખો દુર્ગુણો ભર્યા હોય તેવી સ્વરૂપવાન સ્ત્રી કરતાં તો કદરૂપી પણ સદ્‌ગુણવાળી, ગુણીયલ પત્નિ હજાર દરજ્જે ઉત્તમ માની શકાય! રૂપ એ તો મનની એક ખાલી ભ્રમણાજ છે. ખરૂં જોતાં રૂપ એવી વસ્તુજ નથી. દરેક પ્રાણી માત્રમાં એકજ સરખી વસ્તુઓ ભરેલી હોવા છતાં પણ જેમ દીપક પાછળ પતંગો મરી ફીટે છે તેવીજ રીતે કામીજનો રૂપ ઉપર મોહાંધ બની ભાન ભુલે છે.

મહારાણી ચંદ્રભાગા એ એક સ્વરૂપવાન સફેદ નાગણ હતી. મહારાજાએ તેના રૂપ પર આકર્ષાઇ તેની સાથે પોતાનું લગ્ન કર્યું પણ પાછળથી રાણીના હૃદયના છુપા દુર્ગુણો એક પછી એક મહારાજાને જણાવા લાગ્યા, રાજાએ રાણીને પોતાનું વર્તન સુધારવા ઘણી ઘણી શીખામણો આપી સમજાવી પણ રાણીનો સ્વભાવ નજ બદલાયો કયાંથી બદલાય કહ્યું છે કે.

કેશર કયારા માંહી બરાસ કસ્તુરી બ્હેકે
પાછળ કનકની પાળ લક્ષવા મોતી લ્હેકે
ગંગા ગોમતી નીર ઝવેર જડિત્રજ ઝારી
શોભ ધરી શણગાર સીંચે નર પતિની નારી
એવી રીતે કદી ઉગીયો લસણ છોડ ગંગા તટે
બદબોઇ છેકે પણ ઘણી શામળ સ્વભાવ નવ મટે

(શામળભટ)

તેવીજ રીતે રાણીના સ્વભાવમાં જરાક પણ ફેરફાર ન થયો તે નજ થયો. મહારાજા તેના દુર્ગુણોથી કંટાળ્યા અને ચંદ્રભાગા માટે એક અલાયદો જુદો મહેલ બંધાવી તે દુષ્ટ રાણીનો ત્યાગ કરી તેને જુદા મહેલમાં રાખી તેના પર સખત બંદોબસ્ત રખાવ્યો.

રાજાએ પોતાનો ત્યાગ કરવાથી ચંદ્રભાગા વધારે ઉશ્કેરાઇ આ અપમાનનો બદલો વાળવા અને રાજાનો તથા કુંદનપુરની ગાદીનો નાશ કરવા તત્પર બની, પોતાનો દાવ શોધવા લાગી. સમય જતાં આ ખુબસુરત બલા મહારાજાના સેનાપતિ કાળસિંહના પ્યારમાં પડી તેની જોડે વ્યભિચારી બની, પોતાનું શિયળ લુંટાવ્યું. આ નીચ રાણીએ પોતાની ક્ષણિક વિષય તૃપ્તિની ખાતર, પોતાની પશુવૃત્તિ સંતોષવા, ધર્મભ્રષ્ટ બની પોતાનું સર્વસ્વ લુંટાવી દીધું. અને જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ આ કામી કુલટા અઘોર પાપાચારમાં પડી અત્યંત દુર્ગુણી બની.

---

## પ્રકરણ ૪ થું
### કાળસિંહનાં કાવત્રાં.

કુંદનપુરનો સેનાપતિ કાળસિંહ મહારાજા શુરસિંહનો માનીતો અને વફાદાર રાજ સેવક હતો. તેનું ઉપરનું બાહ્ય વર્તન ઘણુંજ નિખાલસ અને વફાદારી ભર્યું જણાતું પણ તે અંદરખાનેથી એક છુપો ભયંકર બદમાસ હતો તે અત્યંત દારૂડીયો, રંડીબાજી, લક્ષ્મીનો લાલચુ. અને સત્તાનો શોખીન હતો. એની ઉમેદ કુંદનપુરની ગાદી પર બેસી મહારાજા બનવાની હતી. અને તેથી કરી તે રાજ્ય વિરૂધ્ધ અનેક ભયંકર છુપાં કાવત્રાં રચ્યા કરતો તેના હૃદયમાં મહારાજા બનવાની પ્રચંડ લાલસા હતી. અને કુંદનપુરના રાજ કુટુંબનો કેવી રીતે નાશ કરી પોતે કેવી રીતે રાજા થવું તેના તેજ વિચારોમાં તે ફર્યા કરતો.

આ અરસામાંજ રાણી ચંદ્રભાગાની સાથે તે પ્યારમાં પડયો, અને રાણીને પોતાના પક્ષમાં સામેલ કરી તે છુપાં ભયંકર કાવત્રાં

રચવા લાગ્યો. પોતે સેનાપતિ હોવાથી સૈન્યના ઘણાં ખરાં માણસોને મોટી મોટી લાલચો આપી તેણે પોતાના પક્ષમાં મેળવ્યા હતા. આ બધી છુપી તૈયારીમાં, મોજશોખમાં, રંડીબાજીમાં, અને મદ્યપાનમાં તેને પૈસાની ઘણીજ તંગી પડવા લાગી, જેથી કરી પૈસા મેળવવા ખાતર, આ ક્રૂર કાળસિંહે અહીંના નગરશેઠનુ ગુપ્ત રીતે ખૂન કરી તેનો અથાક પૈસો પોતાના સ્વાધીન કર્યો. અને તે નિર્દોષના રક્તથી રંગાએલા પૈસા વડે પોતાનું ધાર્યું કામ પાર પાડવાના હવાઇ કિલ્લા પોતાના મન સાથે રચવા લાગ્યો.

અહા ? આ જગતમાં પૈસાની કેટલી બધી મોહિની? પૈસો શું ન કરાવે? આ દુનિયામાં પૈસાની ખાતર અનેક મનુષ્યો ન કરવાનાં નીચ કામ કરે છે. પૈસો ખૂન, ચોરી અને લુંટફાટ, કરાવે છે. લાજ મર્યાદા મૂકાવે છે, વ્યભિચાર કરાવે છે, ગુલામી કરાવે છે, અને હલકામાં હલકો ધંધો અને પાપ પણ પૈસોજ કરાવે છે, એ પૈસાનો કેટલો બધો પ્રભાવ?

આખા જગતમાં સૌ કોઇ પૈસાનુંજ સગું થાય છે. માતા પિતા, સ્ત્રી પૂત્રો, અને મિત્રો પણ પૈસાનાજ સગા થાય છે આખુ જગત પૈસા પાછળ મરી ફીટે છે સમસ્ત દુનિયામાં આજ કાલ પૈસાનાજ પવન વહી રહ્યા છે.

**અજબ પૈસા તણા જાદુ અજબ છે નામ પૈસાનું**
**અજબ પૈસા તણી માયા અજબ છે કામ પૈસાનું**
**અજબ પૈસા તણી લીલા અજબ છે ગુણ પૈસાના**
**અરેરે! આ જમાનામાં પવન બસ! વાય પૈસાના**
**દિવાની દુનિયા આખી બની છે આજ પૈસામાં**
**અમીરો ને ફકીરો સૌ બન્યા ગુલતાન પૈસામાં**

જગતનાં માનવી આજે ધરે છે ધ્યાન પૈસાનું
અરેરે ! આ જમાનામાં પવન બસ! વાય પૈસાના
પ્રથમ તો પ્રેમ જોવાતા હવે જોવાય છે પૈસો
પ્રથમ પુત્રો પુછાતાતા હવે પુછાય છે પૈસો
પવિત્ર લગ્નને લજવ્યાં લગન પણ થાય પૈસાનાં
અરેરે! આ જમાનામાં પવન બસ! વાય પૈસાના,
પ્રિતિને પ્રેમમાં પૈસો પ્રિયાના વહાલમાં પૈસો
મળે છે માન દુનિયામાં ખીસામાં હોય જો પૈસો
સગાં સ્નેહી થશે લાખો મળે છે માન પૈસાનાં
અરેરે! આ જમાનામાં પવન બસ? વાય પઇસાના
જગતની સાહ્યબી સઘળી મળે છે આજ પઇસામાં
જગતમાં લાયકી સઘળી ગણાતી આજ પઇસામાં
મળે છે સ્વર્ગનાં સુખો જગતમાં આજ પઇસામાં
અરેરે! આ જમાનામાં પવન બસ! વાય પઇસાના
નથી કોઇ રૂપ ગુણ જોતું હવે જોવાય છે પઇસો
નથી કોઈ પ્રેમને પૂછતું હવે પૂછાય છે પઇસો
લુંટાવે લાખ અબળાઓ સતીત્વ આજ પઇસામાં
અરેરે આ જમાનામાં પવન બસ! વાય પઇસાના
દગલબાજી, અને દોસ્તી, કરાવે ખુન એ પઇસો
લગન, યાત્રા અને યજ્ઞો કરાવે પુણ્ય પણ પઈસો
પ્રભુના ધામમાં પણ આજ પૂજન થાય પઇસાનાં
અરેરે! આ જમાનામાં પવન બસ! વાય પઇસાના

( શાન્તિ )

આવીજ રીતે ફક્ત પૈસા મેળવવાની. ખાતર ક્રૂર કાળસિંહે નિર્દોષ નગરશેઠનું ખૂન કરી પૈસા મેળવ્યો. અને પાપીના હાથમાં અથાક પૈસા આવતાં તેને પૈસાનો મદ ચઢયો, અને તે સાથે રાજસત્તા મેળવવાની પ્રચંડ લાલસા તેના પાપી હૃદયમાં પ્રકટ થઇ, અને આ પાપાત્મા પોતાના પાપકાર્યોમાં પ્રવર્ત બન્યો.

---

## પ્રકરણ ૫ મું
## પિશાચી પ્રેમ.

**કામીજનો અંધા બની પાપથી ડરતા નથી**
**ડરતા નથી વ્યભિચારીયો ઇશ્વર તણા દરબારથી**

(શાન્તી).

રાણી ચંદ્રભાગાનો મહેલ જુદો ઠેલાયદો એકાંતમાં આવેલો હોવાથી સેનાપતિ કાળસિંહ ઘણીક વખત રાણીના મહેલમાં છુટથી આવજા કરતો. અને આ કામીકુલટા સાથે મોજમઝા ઉડાવી, પોતાની વિષયવૃત્તિ શાંતોપી, રંગ રાગમાં મશગુલ બનતો.

આજે રાણી ચંદ્રભાગા પોતાના શયનખંડમાં સોળે શણગાર સજી, રતિ રૂપ બની, પલંગપર પડી પડી કંઇ વિચાર કરી રહી હતી. તેવામાં તરતજ શયન ખંડનું દ્વાર ઉઘડયું અને સેનાપતિ કાળસિંહ ઓરડામાં દાખલ થયો અને બોલ્યો કેમ પ્રિયતમા શું વિચારમાં પડયાં છો? કંઇ નહી પધારો મારા પ્રાણ વિચાર વહાલાના બીજા શેના. અહો! શું પ્યારી તમે આખો દિવસ મારાજ વિચાર કર્યા કરો છો? મારૂંજ ધ્યાન ધર્યા કરો છો કે શું? એમ બોલતો પાપી ચંદ્રભાગાના ગળામાં હાથ નાંખી તેની પાસે પલંગ પર બેઠો.

હા શું કહું મારા વહાલા સરદાર,

**બની છું પ્રેમમાં ઘેલી, રસીલા રૂપભાળીને;**
**ભુલીછું ભાન અંતરનું, છબી તારિ નિહાળીને.**
**ભરીને પ્રેમની પ્યાલી, પીવાડો પ્રાણઓમારા;**
**બળુંછું મદનના તાપે, મને શાંતિ કરો પ્યારા.**

( શાન્તિ. )

એમ કે મારી મન મોહિની મેના! આ સેવક પણ તારી પાછળ ભાન ભુલી દિવાનો બન્યો છે. અને તારી સેવા કરવા સદાને માટે તૈયાર છે. એમ કહી તે દુષ્ટે રાણીના ગાલ પર એક ચુંબન કર્યું, અને આબન્ને પાપનાં પુતળાં નિર્લજ બની, પરસ્પર એક બીજાના ગળામાં હાથ નાંખી અનેક પ્રકારની નિર્લજ કુચેષ્ટાઓ કરવાં લાગ્યા.

ઉપરા ઉપરી મદીરાના પ્યાલા ખલાસ કર્યા બાદ પોતાની પીશાચલીલાની સમાપ્તિ કરી કાળસીંહે ચંદ્રભાગા ને પોતાના ખોળામાં બેસાડી, તેના મુખ પર ચુંબન કરતાં કહ્યું વહાલી! શું તું આ તારા સેવકને ખરા જીગરથી ચાહે છે.

રાણીએ પોતાના બન્ને હાથ કાળસીંહના ગળામાં ભેરવી પોતાનું મુખ કાળસીંહના મુખ સાથે અડાડી કહ્યું વહાલા! મારા વહાલા! હૈયાના હાર! આપ એવું ન બોલો, આ દાસી આપને તન મન ધનથી ચાહે છે. આપના વગર એક ક્ષણ પણ મારાથી સહન થઇ શકતી નથી, હવે તો આપજ મારા માથાના મુગટ, હૈયાના હાર. પ્રાણના પ્યારા, આંખોના તારા, અને જીગરના પ્યારા, મારા તન, મનના માલીક છો, આ દાસી હૃદયમાં તમારીજ માળા અને તમારૂંજ ભજન કરેછે. વહાલા!

**માળા જપું છું હૃદયમાં, દિન રાત તારા નામની;**
**ભક્તિ કરૂંછું ભાવથી, અંતર તણા આરામની.**

શાબાશ! શાબાશ મારી દિવાની દીલબર! મને તારા પ્રેમનો પુરતોવીશ્વાસ છે. પણ પછી મેં બતાવેલી પેલી યુક્તિ કયારે અજમાવશો?

આપ કહો ત્યારે આ દાસી આપના હુકમને આધીન છે, ઠીક ત્યારે જો હવે થોડાજ વખતમાં આપણે આપણું કામ આટોપી લેવું જોઇએ. મેંતો સર્વે તૈયારી કરી રાખી છે ફક્ત તારીવારેજ વાર છે.

એમ તો વહાલા આ દાસી પણ હવે તૈયારજ છે.

વારૂં ત્યારે હવે હું જાઉછું પણ બરાબર સાવચેતી રાખી તું તારૂં કામ કરજે.

અરે વહાલા તમે કંઇ પણ ફીકર ન કરશો આ આપની દાસીને કંઇ કાચી પોચી ન સમજતા હું એવું તો સરસ નાટક ભજવીશ કે આપ પણ ખુશ થઇ જશો, સમજ્યા કે મારા રસીલા નાથ! એમ કહી ચંદ્રભાગાએ કાળસીંહને આલીંગન આપ્યું, અને કાળસીંહે તેને પોતાની છાતી સરસી દબાવી, ઉપરા ઉપરી ચુંબનનો વરસાદ વરસાવી ત્યાંથી રવાના થયો. અને તેના ત્યાંથી ગયા બાદ આ વ્યભીચારીણી, ખુબ-સુરત બલા પોતાના યુક્તિ કેવી રીતે અજમાવવી તેના વીચારમાં પડી.

---

## પ્રકરણ ૬ ઠું.

## સતિની પતિ ભક્તિ.

**પતી એ દેવ સાચો છે, પતિ પરમેશની તુલ્યે**
**પતી ભક્તિ કરી સતીયો, પતીના પાદને પુજે**

**પતી પ્રભુ તુલ્ય સમજીને, પતી સેવા સતિ કરતી**
**પુજન, માળા અને કીર્તન, નીરંતર નાથનું કરતી**
**( શાંતિ. )**

પ્રભાતનો રમણીય સમય હતો સવીતા નારાયણના પુનીત સોનેરી કીરણો સમસ્ત સૃષ્ટિ પર વીખરાવાં માંડયાં હતાં, પક્ષીઓ મધુરો કલ-રવ કરી રહ્યાં હતાં. આ સમયે કુંદનપુરના રાજમહેલમાં સતી શારદા પતીના પલંગ નજીક આવી બે હાથ જોડી પતીને નમન કરી ઘણાજ મધુર સ્વરે બોલી સ્વામીનાથ! આ દાસીએ આપની આજ્ઞા પ્રમાણે સર્વે સામગ્રીની તૈયારી કરી છે. માટે પધારો!

અહો દેવી! આજે આટલાં બધાં વહેલા ઉઠયાં મેં તમને ખાલી પરીશ્રમ આપ્યો.

એવું ન બોલો મારા સૌભાગ્યના શણગાર સતી નારીએ પતીની સેવા કરવી, તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું, તેમાં પરીશ્રમ શેનો? ગમે તેવા સંકટમાં પણ સ્વામીની સાથે રહી તેમની તન, મન, ધનથી સેવા કરવી અને પતી તેજ સાક્ષાત પ્રભુરૂપ સમજી તેમની આજ્ઞાનુ-સાર વર્તવું તે જગતની દરેક પતિવ્રતા સ્ત્રીઓનો ખાસ ધર્મ છે કદાચ પતિ ગાંડો ઘેલો, મુર્ખ, રોગી, કે વ્યસની, હોય, રાજા હોય કે એક રસ્તાનો રખડતો ભીખારી હોય, વીદવાન હોય કે તદન અભણ મુર્ખ હોય બુધ્ધિશાળી, ગુણીયલને સમજુ, હોય કે નાદાન બુધ્ધિનો દુર્ગુણી, હોય, સ્વરૂપવાન, હોય કે કદરૂપ ખોડ ખાંપણવાળો, લુલો, લંગડો. આંધળો કે કાંણો હોય પરંતુ સતી સન્નારીએતો પતિને પોતાના પ્રભુરૂપ સમજી શુધ્ધ અંતઃકરણથી, અને તન મન ધનથી પતીની સેવા કરવી તે સતિયોની ખાસ ફરજ છે. પતીની સેવા આગળ આખા જગતની સાહ્યબી અને સ્વર્ગનાં સુખો પણ તુચ્છ છે.

ધન્ય છે ? વીરબાળા તારાજેવી શુધ્ધ સતી નારીયોને લાખ્ખો અને કરોડોવાર ધન્ય છે ? આખા જગતનો ઉધ્ધાર સતી સન્નારીઓ અને વીર વીરાંગનાઓનાજ હાથમાં છે.

**ભારતની ભાવી પ્રજાને ઉચ્ચ કેળવણી આપી મહાન નર રત્નો બનાવનાર, અને ભારતના ભાગ્યોદયની ચાવી તારાજેવી સતિ સન્નારીઓ અને વિર બાળાઓનાજ હાથમાં છે.**

**જગતમાં સતી વીરાંગનાઓથીજ રામ કૃષ્ણ, મહાવીર મહુમ્મદ, અને ઇશુ જેવા પયગંબરો પ્રતાપ, શિવાજી, મહાત્માગાંધી, લોકમાન્ય તિલક અને જવાહીરલાલનેહરૂ જેવા સ્વદેશ ભક્તો, પૃથ્વિરાજ, સીકંદર, અને નેપોલીયનબોના-પાર્ટ જેવા શુરવીરો, સીતા, દ્રૌપદી, દમયંતી, અનસૂયા, અને સુકન્યા, સાવિત્રી, જેવી લાખ્ખો જગ્ત પાવન સતિ દેવીયો વાર વીરાંગનાઓ અને શુદ્ધ સતીયોથીજ ઉતપન્ન થઇ છે. સ્ત્રીઓ એ વિશ્વની માતા છે ? ભાગ્યની સૃષ્ટા છે ?**

દેવી શારદા ધન્ય છે તારા જેવી સતી સન્નારીઓ જ્યારે આખાં ભરતખંડમાં ઘેર ઘેર ઉત્પન્ન થશે, ત્યારેજ ભારતની ગએલી સ્વતંત્રતા દેશમાં પુન: પ્રાપ્ત થશે ભારતની ભવીષ્યની પ્રજાની સુખ દુ:ખની લગામ તમારાજ હાથમાં છે અને તમારા જેવી વીરાગનાઓથીજ વીર રત્નો ઉત્પન્ન થઈ દેશનો ઉદ્ધાર કરશે તેમાં જરા ખણુ શક નથી ના, ના, પ્રભુ આ આપની રંક દાસી એટલી બધી યોગ્યતાને હજુ પ્રાપ્ત થઇ નથી. હું જે કંઇ કરૂંછું તેમાં તો હું એક મારો ધર્મ બજાવુંછું. મારૂં કર્તવ્ય અને મારી ફરજ અદા કરૂં છું.

મારી હૃદયદેવી તારા આવા પવીત્ર ઉંચ્ચ વીચારો, અને ઉંચ્ચ અભીલાષાઓ, ખરેખર ક્ષત્રિય કુળને દીપાવે તેવા છે.

પ્રાણવલ્લભ હું તો આપનાં ચરણ કમળની એક રજ સમાન છું. હવે સ્નાનાગારમાં પધારો ગરમ પાણી તઇયાર છે.

ચંદ્ર સ્નાન કરવા ઉઠયો, શારદાએ રૂપાનો બાજઠ બીછાવ્યો અને સતીએ સ્વહસ્તે સ્વામીને તેલ. અત્તર, અને ફુલેલ, ચોળી સ્નાન કરાવરાવ્યું. ચંદ્રસીંહ સ્નાન કર્યાં બાદ નિત્ય નિયમથી પરવારી અમૂલ્ય પોશાક ધારણ કરી શીકારે જવા તત્પર થયો.

સતી શારદાએ પતિના લલાટમાં કુમકુમનો ચાંલ્લો કરી એક સુવાસીક પુષ્પની માળા પતીના કંઠમાં પહેરાવી, એક પાનનું બીડું પતીનામુખમાં સ્વહસ્તે મૂકી, પતીને બે હાથ જોડી નમન કરી કહેવા લાગી પધારો મારા પ્રાણવલ્લભ જલદી ફતેહ કરી શીકારેથી પાછા પધારજો એમ કહી નમન કરી શારદાએ સ્વામીને વીદાયગીરી આપી, અને ચંદ્રસીંહે રાજમાતા તથા મહારાજાની આજ્ઞા માગી પોતાના મીત્ર રામસીંહ તથા બીજા અન્ય મીત્રો અને થોડા ઘણા સેવકોને સાથે લઇ જંગલમાં શીકારની રમત રમવા રવાના થયો.

---

## પ્રકરણ ૭ મું

### ચંદ્રભાગાનું મરણ.

રાજકુમાર ચંદ્રસીંહના શીકારે ગયા પછી થોડાજ વખતમાં ઐકાએક રાણી ચંદ્રભાગાની દાસી રાજમહેલમાં દોડતી આવી મહારાજાને નમન કરી બોલી..

અન્નદાતા ! મારાં બાઇસાંહેબનું મગજ એકદમ રાતે ફરીજઇ હૃદયની ગભરામણ સાથે અત્યારમાં એકાએક દેવલોક પામ્યાં છે માટે આપ ત્યાં જલદીથી પધારો એકાએક અકસ્માત પોતાની રાણીના મૃત્યુ સમાચાર સાંભળતાંજ મહારાજ અત્યંત શોક સાગરમાં ડુબી જઇ વીચાર કરવા લાગ્યા કે રાણી અચાનક એકાએક સાથીમરણ પામી પોતાના રાજવઇદને બોલાવી મહારાજા રાણીના મહેલે ગયા. રાજવઇદે રાણીના શબને તપાસી કહ્યું કે અન્નદાતા રાણીજીનું હૃદય અત્યંત ગભરામણને લીધે એકાએક બંધ પડી જઇ રાણી મરણને શરણ થયાં છે. વઇદરાજનો ખુલાસો સાંભળી રાજાએ રાણીના શબને અગ્નિ સંસ્કાર કરવાનો બંદોબસ્ત કરાવ્યો.

નદી કીનારે ચંદનની મોટી ચીતા ખડકાવવામાં આવી અને તે ચીતામાં ચંદ્રભાગાને સુવાડી સૌ કોઇ અગ્નિ સંસ્કાર કરી પાછાં ફર્યા. ગમે તેવી નીચ સ્વભાવની પણ પોતાની એક વખતની પરણેતર પ્રેમદા હોવાથી રાજા શોકાતુર બન્યો. અને રાજમહેલમાં પણ સર્વે કોઇ ઉદાસ બન્યાં.

અચાનક એકાએક રાણીનું અકસ્માત મરણથવાથી નગરમાં અનેક પ્રકારની અફવાઓ ઉડવા લાગી અને નગરજનો મરજી માફક જેમ ફાવે તેમ ગપાટા મારવા લાગ્યા.

આજ બે દીવસ થયા પણ શીકારે ગએલો ચંદ્રસીંહ હજુ સુધી પાછો આવેલો ન હોવાથી રાજમાતા લક્ષ્મીદેવી અને મહારાજા અત્યંત ઉદાસ બની પોતાના સેવકોને ચંદ્રસીંહની તપાસ માટે જંગલ ભણી રવાના કર્યા.

સતી શારદા પતિની રાહ જોતી, પતીની માળા જપતી, આ પતી ઘેલી પ્રમદા, પોતાના પતીનુંજ ધ્યાન, આરાધન, અને ભજન કરી

રહી હતી. વિચાર વમળમાં ગોથાં ખાતી વહાલમની વાટ જોતી, આવી રહણી વામા, પોતાના શયન ખંડમાં બેઠી, બેઠી, પોતાનાં મન સાથે વીચાર કર્યા કરતી હતી

અરેરે ! હજુ સુધી મારા સ્વામીનાથ, મારા હ્રદયદેવ, શીકારેથી કેમ પાછા ન આવ્યા, શું જંગલમાં તેમને કંઇ વિઘ્ન તો નહી નડયું હોય ? પ્રભુ જાણે આજ મારા મનમાં આટલી બધી અમંગળ શંકા ઓ કેમ ઉત્પન્ન થાય છે. તે કંઇ સમજી શકાતું નથી.

આજ સવારથીજ મારૂ મન એકાએક ઉદાસ બની ગયું છે. ક્ષણે ક્ષણે મને ભય ઉત્પન્ન થાય છે. મારૂં જમણું નેત્ર વારંવાર ફરકયા કરેછે કંઇ માઠો બનાવ બને તેમ જણાય છે. પ્રભુ મારા સ્વામીની તમે સદા રક્ષા કરજો.

એવી રીતે અનેક પ્રકારના અવનવા વિચારો કરતી સતી શારદા પતિની રાહ જોવા લાગી. આખો દીવસ પસાર થઇ ગયો. સાંજ પડી પણ પતિ ન જ આવ્યા, શારદા થાકી, કંટાળી, પોતાના શયનખંડમાં જઇ પલંગ પર પડી વિચાર વમળમાં ગોથાં ખાતી નિંદ્રાદેવીને આધીન બની.

---

## પ્રકરણ ૮ મું

### ભેદી બુરખો.

કહેશે કોણ કે આ રાખમાં અંગાર છુપો છે,
કહેશે કોણ કે આ રૂપમાં વ્યભિચાર છુપો છે.
કહેશે કોણ કે આ હ્રદયમાં શું સ્વાર્થ છુપો છે,
કહેશે કોણ આ બુરખા મહી શું ભેદ છુપો છે.
( શાન્તી. )

કૃષ્ણ પક્ષની ભયંકર કાળીરાત્રિ સમસમ અવાજ કરતી પસાર થઇ રહી હતી. મધ્યરાત્રિનો સમય હતો. આખું જગત નિંદ્રાદેવીને આધીન બન્યું હતું. સર્વત્ર શાન્તિનુ સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતુ.

આ સમયે કુંદનપુર નગરની બહાર સરીતાસાગરના કીનારે માતા મહાકાળીના મંદીરના ઓટલા પર બે શ્યામ આકૃતીઓ શરીર પર કાળા ઝભ્ભા ધારણ કરી પોતાનાં મોઢાં બુરખાથી છુપાવી પરસ્પર કંઇક ઝીણા સ્વરથી વાર્તાલાપ કરી રહી હતી. થોડીક વાર કંઇક ગુપચુપ વાતો કર્યા બાદ આ ભયંકર બુરખાવાળી બે આકૃતીઓ ઉભી થઇ મંદીરમાં જવા લાગી.

માતા મહાકાળીના મંદીરમાં ગાઢ અંધકાર છવાયો હતો અને આ અંધકારમાં બે બુરખાધારીયો ભુતની માફક ધીમે ધીમે પગલાં ભરતાં માતા મહાકાળીની મૂર્તિ સમક્ષ આવી ઉભા રહયા. માતાની મુર્તિ આગળ એક ઘીનો ઝાંખો દીવો બળ્યા કરતો હતો તેને જરા સતેજ કરી એક બુરખાવાળાએ પોતાના જોડીદાર બીજા બુરખાવાળાને કહ્યું જુઓ મારા વહાલા સરદાર આ માતાના ડાબા પગ આગળ અંગુઠા નીચે રૂપાની જે ઝીણી ખીલી દેખાય છે, તેને ચપટી વતી ખેંચી બરાબર ગણીને દસ ગોળ આંટા ફેરવો અને પછી જોઇ લ્યો કે શું થાય છે.

તરતજ બીજા બુરખાવાળાએ પોતાના જોડીદારના કહેવા પ્રમાણે ખીલી ખેંચી, અને ગણીને દસ વખત ગોળ આંટા ફેરવ્યા તે સાથેજ ખરરર અવાજ થતાંની સાથેજ માતા મહાકાળીની મૂર્તિ જમીનથી લગભગ ચાર હાથ ઉંચી ચઢી અધ્ધર હવામાં સ્થિર ચોંટી ગઇ. અને મુર્તિની નીચે જમીનમાં પોલાણુ ભોંયરા જેવું દેખાયું. દીવાના આછા

અજવાળામાં તે ભોંયરામાં નાની પગથીયાં વાળી નીસરણી દેખાઇ આ બનાવ જોતાંજ પેલો બુરખાવાળો અત્યંત આનંદ પામ્યો. અને પોતાના જોડીદાર બુરખાવાળાને જરાક પોતાના પાસે ખેંચી તેના મોં પરનો બુરખો અધ્ધર કરી તેના મોઢા પર એક ચુંબન કરી બોલ્યો શાબાશ છે ! મારી વહાલી તને શાબાશ છે !

દીવાના મંદમંદ પ્રકાશમાં બુરખો અલગ થતાંજ વાદળમાં છુપાએલો ચંદ્ર એકાએક વાદળને ભેદી બહાર પ્રકાશમાં આવે તેમ બુરખો અધ્ધર થતાં બુરખામાં છુપાએલા મુખનો પ્રકાશ જેમ આકાશમાં એકાએક વીજળીનો ઝબકારો થઇ અદ્રશ્ય થઇ જાય તેવીજ રીતે તે ગૌર મુખનો પ્રકાશ ક્ષણ વાર પડી પાછો બુરખાથી ઢંકાઇ ગયો.

પોતાનું મુખ બુરખાથી છુપાવી દીધા બાદ તે બુરખાવાળી ભેદી બલાએ પેલા બુરખાવાળાને કહ્યું.

પધારો મારા હૈયાના હાર ! આ કાકડો સળગાવી આ રસ્તેથી ખુશીથી પધારો, અને આપની મનોઇચ્છાને પૂર્ણ કરી કામ ફતેહ કરી જલદી પાછા પધારો. આપ આવશો ત્યાં સુધી હું પેલાં સામેના ખુણામાં છુપાઇને ઉભી રહુંછું જાઓ મારી ફીકર ના કરો.

હા જાઉછું, મારી મન મોહીની ! હવે હું જાઉંછું અને તે બુલબુલને ઉપાડી સપાટામાં પાછો આવી તારી સેવામાં હાજર થાઉંછું. પણ તું સાવધ રહેજે એમ કહી તે ભયંકર બુરખાવાળો બદમાસ એક હાથમાં સળગતો કાકડો અને બીજા હાથમાં ભરેલી પીસ્તોલ પકડી ભોંયરામાં ઉતરવા લાગ્યો અને થોડીકવારમાં અંદર અદ્રશ્ય થઇ ગયો.

તેના ગયા પછી પેલી બુરખાવાળી બલા હાથમાં પીસ્તોલ પકડી એક ખુણામાં છુપાઇને ઉભી રહી અને પોતાના સાથીની રાહ જોવા લાગી.

---

# પ્રકરણ ૯ મું.

## શારદાનું હરણ.

પ્રિય-વાંચક ગત પ્રકરણમાં જે બુરખાવાળો બદમાસ માતા મહાકાળીની મુર્તિ નીચેના ભોંયરામાં અદ્રશ્ય થયો તે ભોંયરાનો બીજો છેડો કુંદનપુરના રાજમહેલમાં ચંદ્રસિંહના શયન ખંડમાં પડતો હતો. રાજકુમાર ચંદ્રસિંહ બે દિવસથી શીકાર રમવા ગયો હતો. તે હજુ સુધી પાછો આવેલો ન હોવાથી ચંદ્રસિંહની વીર પત્નિ શારદા શયન ખંડમાં એકલી ચાંદીના પલંગમાં સુતેલી હતી. અને પલંગ નજીક નીચે જમીન પર શારદાની એક દાસી ભરનિંદ્રામાં નસકોરાં બોલાવતી ઉંઘતી હતી.

બરાબર રાજમહેલના ટાવરમાં બારના ટકોરા થયા, અને તે સાથેજ શારદાના શયન ખંડની એક બાજુની દિવાલમાં ધણુંજ ઝીણા અવાજથી એક પાટીયું ઉંચું થયું અને તેમાંથી પેલા બુરખાવાળા બદમાસે બહાર ડોકું કાઢી આસપાસ ખંડમાં ચોમેર નજર ફેરવવા માંડી.

આખા ખંડમાં શાન્તિ વ્યાપી રહી હતી. એક બાજુ રૂપાની દીવીમાં મધુરી ખુશબો ફેલાવતો દીપક મંદમંદ પ્રકાશ આપતો બળી રહ્યો હતો. પાપી હાથમાં ભરેલી પીસ્તોલ પકડી આજુબાજુ તિક્ષ્ણ નજર ફેરવતો, ધીમેધીમે પગલાં ભરતો, સતી શારદાના પલંગની નજીક આવી ઉભો રહ્યો.

દીવાના આછા પ્રકાશમાં પાપીએ પંલગ તરફ દ્રષ્ટિ કરીતો સતી શારદા પોતાના કદળી સ્થંભ જેવા બંન્ને પગ લાંબા કરી નદી કીનારે વીફરેલી વાઘણ પડી હોય તેમ ચત્તીપાટ સુતી હતી તેનો કમળની દાંડી જેવો એક સુકોમળ હાથ યુવાવસ્થાના ખીલતા નારંગી જેવા

નાજુક પયોધર પર પડયો હતો. અને બીજો હાથ માથાની નીચે ઓશીકા પર મુકયો હતો. તેનું ગૌર ગુલાબી મુખ દીવાનાં આછા પ્રકાશમાં પણ ચંદ્રના જેવા તેજસ્વી કિરણો વરસાવતું હતું. અત્યારે તેણે આસમાની રંગની સાડી પરિધાન કરી હતી. અને તે સાડીમાંથી જેમ આકાશમાં વીજળી ચમકારા મારે તેમ તેનું રૂપ ઝબકી રહ્યું હતું. તેના અંગે અંગમાંથી સૌંદર્ય ઝરી રહ્યું હતું. તેના ગુલાબી ગાલ, અમ્રતથી ભરેલા નાજુક અધર, ઉગતું યોવન, ગૌર ઘાટીલું મુખ, અને અથાક રૂપ એટલું બધું તો આકર્ષક હતું કે એક વખત બ્રમ્હા જેવા પણ આ રૂપમાં ભુલા પડી જાય તો પછી મનુષ્યનું તો પુછવુંજ શું?

શારદાના પલંગમાં બિછાવેલાં મખમલના ગાદલાંમાંથી સુવાસિક અત્તરની મધુરી ખુશબો ઉડી રહી હતી. ભેદી બુરખાવાળો એકી ટસે પલંગ સામે મીટ માંડી શારદાના સૌંદર્ય રસનું પાન કરવા લાગ્યો. પલંગમાંથી ઉડતી અત્તરની મધુરી ખુશબો, અને સ્વર્ગની અપ્સરાને પણ ઝાંખી પાડી દે તેવું અથાક સૌંદર્ય જોતાંજ પાપી મોહાંધ બન્યો, અને પોતાના મન સાથે બબડયો અહા! કેવું સૌંદર્ય! કેવું સ્વરૂપ?

**આ મોહિનીના મુખ આગળ ચંદ્ર પણ ઝાંખો પડે**
**આ ગાલની લાલી પરે લાખો ખુદા ઘેલા બને**
**અધરોષ્ટ છે અમ્રત ભર્યા અમ્રત ભર્યું આ અંગમાં**
**ધન ભાગ્ય મારાં આજકે હું શયન કરૂં તુજ સંગમાં**

( શાન્તિ. )

બુરખાવાળો બદમાસ શારદાનું અથાક સૌંદર્ય જોતાંજ મોહાંધ બન્યો, ભાન ભૂલ્યો, મન લલચાયું, ચિત્ત ચળાયમાન થયું જીવ અકળાયો, અંગે અંગ મદનના કારમા બાણથી વિંધાવા લાગ્યું, અને ભાન ભૂલી તે નર પિશાચ ધીમે ધીમે પગલે પલંગની નજીક ગયો. એક હાથમાં પીસ્તોલ પકડી રાખી બીજે હાથે આસ્તેથી મચ્છરદાનીનો

પડદો ખસેડયો, ચોપાસ ચોરની માફક એક નજર નાંખી, પલંગ તરફ દ્રષ્ટિ કરી, તો સતી શારદાના મુખ પર તરવરતા પવિત્રતાના દિવ્ય તેજથી પાપી અંજાઇ ગયો, આખા શરીરે કંપારો વછુટયો, હાથ પગ પાણી પાણી થઇ ગયા, અને શરીરે પરસેવાના રેળે રેળ વળ્યા, હાથમાં પકડેલી પીસ્તોલ પડુ પડુ થઇ રહી, અને સતી શારદાના અંગનો સ્પર્શ કરવા ઉંચો કરેલો બીજો હાથ એમને એમ અદ્ધર, અટકી ગયો. પાપી દિગમૂઢ બની ગયો. અને તરતજ રાજ મહેલના ટાવરમાં એકનો ટકોરો થયો. ટકોરાનો અવાજ સાંભળતાં બદમાસ ગભરાયો, ક્ષણવાર થંભી ગયો, અને પાછો તરતજ સાવધ બન્યો. એક હાથમાં પીસ્તોલને મજબુત પકડી રાખી બીજે હાથે ઝભ્ભાના ખીસામાંથી એક નાની શીશી કાઢી, હાથમાં મજબુત પકડી સુતેલી શારદાના નાક તરફ હાથ લંબાવ્યો. સતી શારદાના શ્વાસોશ્વાસમાં તે ઝેરી દવાનો પ્રવેશ થતાંજ શારદા બેહોશ બની ગઇ. તરતજ તે નર પિશાચે બેભાન શારદાના મુખપર રૂમાલ બાંધી દઇ પલંગમાં બિછાવેલી ચાદરમાં શારદાની ગાંસડી બાંધી પાપી પલાયન થવા લાગ્યો, અને ઝપાટા બંધ દિવાલ તરફ ધસ્યો પરંતુ ઉતાવળમાં જતી વખતે શારદાના પલંગ પાસે જમીનપર સુતેલી દાસીના શરીરને પાપીના પગની અજાણથી ઠોકર વાગતાંજ દાસી એકદમ ભયભીત બની જાગી ઉઠી, અને બુમ પાડી ઉઠી, તરતજ બુરખાવાળા બદમાસે દાસીના સામે નેમ તાકી પીસ્તોલનો ઘોડો દબાવ્યો, અને ભડાકો થતાંની સાથેજ પીસ્તોલમાંથી સનસનાટ કરતી ગોળી દાસીના શરીરને વીંધી આરપાર નીકળી ગઇ પાપી ગુપ્ત માર્ગે થઇ પલાયન થઇ ગયો. અને આખો શયનખંડ નિર્દોષ દાસીના રકતથી રંગાઇ ગયો.

---

# પ્રકરણ ૧૦ મું.

## ખૂનીની શોધ

મધ્ય રાત્રિએ દાસીના બૂમના અવાજથી અને પીસ્તોલના ભડાકાથી આખા રાજમહેલના રક્ષકો દાસ દાસીઓ સર્વે કોઇ એકા એક ચમકીને જાગી ઉઠયા, અસંખ્ય હથિયાર બંધ સેવકો હાથમાં સળગતી મશાલો પકડી શારદાના શયન ખંડમાં ધસી આવ્યા. સળગતી મશાલોના પ્રકાશમાં આખો શયન ખંડ ઝગઝગી ઉઠયો. બિચારી રંક નિર્દોષદાસી પાપીની પીસ્તોલ વાગવાથી નિર્જીવ બની ધરણી પર ઢળી પડી હતી. આખો ઓરડો દાસીના રકતથી રંગાઇ ગયો હતો. હથિયાર બંધ સેવકો મહેલના ખુણે ખુણે ખૂનીની શોધ કરી રહ્યા હતા.

તેવામાં એકાએક ત્યાં આગળ મહારાજા શૂરસિંહ અને રાજમાતા લક્ષ્મી દેવીએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. સઘળા સેવકોએ રાજાને નમન કર્યું પોતાના પ્રાણથી પણ અધિક વહાલી પોતાની પુત્રી સમાન પુત્રવધુનુ હરણ, અને રંકદાસીનું ખુન થએલું જોતાંજ મહારાજાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. અને સર્વ સેવકોને હુકમ કર્યો કે જાઓ પકડી લાવો એ બદમાસ ખુનીને! મારા રાજમહેલમાં આવું ગેરવર્તન ચલાવનાર એ માથાનો ખુની ગમે ત્યાં આટલામાંજ છુપાઇ ગયો હશે, તેને પકડી મુશકેટાટ બાંધી મારા સમક્ષ હાજર કરો."

રાજાની આજ્ઞા સાંભળતા અસંખ્ય સેવકો ખુનીને પકડવા આખા રાજમહેલમાં ખુણે ખુણે ફરી વળ્યા, નીચે બગીચામાં અને રાજમહેલની આજુબાજુ સર્વત્ર શોધખોળ કરી પણ વ્યર્થ ! ખુનીનો પત્તો નજ લાગ્યો.

મહારાજા પંડે હાથમાં ખુલ્લી શમશેર પકડી આખા રાજમહેલમાં ઘુમી વળ્યા, પણ કયાંય ખુનીનું નામ નિશાન કે પગલું સરખું

પણ ન જણાયું આથી તેઓ અત્યંત ગુસ્સે ભરાયા અને વારંવાર સૈનિકોને શોધ ખોળ માટે આખા શહેરમાં અને જંગલમાં જવા હુકમ કરી તેઓ રાજમાતા સાથે શારદાના શયન ખંડમાં પાછા આવ્યા અને શારદાના પલંગમાં તપાસ કરી તો પલંગમાંથી એક ચિઠ્ઠી મહારાજાના હાથમાં આવી તે ચિઠ્ઠીમાં લખ્યું હતું કે

કુંદનપુરના મહારાજા તથા રાજકુમાર હવે તમારો વિનાશ પાસે આવ્યો છે. શારદાને લઇ જઇ તેનું ખુન કરવામાં આવશે અને થોડાક વખતમાં તમારી અને આખા રાજકુટુંબની પણ તેવીજ દશા કરવામાં આવશે તે જાણુશો.

લી. તમારો કટ્ટો શત્રુ

ઉપરની ચિઠ્ઠી વાંચતંજ મહારાજાનાં રૂવાં એકદમ અદ્ધર થઇ ગયાં તેમનું શુદ્ધ ક્ષત્રિય લોહી એકા એક ઉકળી આવ્યું રકત નેત્ર બની ગયાં, અને ગુસ્સાથી એકદમ બોલી ઉઠયા બસ! આ ભયંકર નરપિશાચને આકાશ પાતાળ એક કરી તેને પકડી દેહાંત દંડની શિક્ષા આપવી જોઇએ અત્યારેને અત્યારેજ મહારા બહાદુર સૈનિકોને શહેરમાં, જંગલમાં, ડુંગરે ડુંગર અને નદીનાળામાં તપાસ કરવા મોકલું છું અને તે બદમાસને ગમે ત્યાંથી પણ પકડી મંગાવું છું એમ બોલતા મહારાજાએ અસંખ્ય સૈનિકોને ખુનીની શોધખોળ કરવા અને તેને પકડી લાવવાની આજ્ઞા કરી તેમને જલદી રવાના કર્યા અને પોતે લક્ષ્મીદેવી સાથે પોતાના ઓરડામાં આવી આ સબંધી વાર્તાલાપ કરવા લાગ્યા.

પોતાના પ્રાણુથી પ્રાણ પ્રિય પુત્ર વધુનુ હરણ થયું, અને તેનું ખુન કરવામાં આવશે તેવું સાંભળતાંજ લક્ષ્મીદેવી બેભાન બની ગયાં.

મહારાજાએ રાણીના માથાપર ગુલાબજળ છાંટી તેને શુદ્ધિમાં આણી અને ધીરજ આપતાં કહ્યું.

દેવી ગભરાશો નહી આપણા બહાદુર સૈનિકો ગમે ત્યાંથી પણ તે પાપી ખુનીને હમણાંજ શોધી લાવશે તમે શાંત થાઓ

રાણી જરા શુદ્ધિમાં આવી અને બોલી મહારાજ હાય! તે પાપી શું મારી શારદાનુ ખુન કરશે, તેને મારી નાંખશે. હાય પ્રભુ હું આ શું સાંભળું છું. પ્રાણનાથ તમે જાઓ મારી શારદાને ગમે ત્યાંથી શોધી લાવો શારદા વગર મારાથી નથી રહી શકાતું એમ બોલતી રાણી પાછી બેભાન થઇ ગઇ અને મહારાજા તેની સારવાર કરવા લાગ્યા, આ માઠા બનાવથી આખા રાજ મહેલમાં હાહાકાર થઇ ગયો

---

## પ્રકરણ ૧૧ મું.

## ભેદી ભોંયરૂ

રાજ મહેલમાંથી મધ્ય રાત્રિએ નિર્દોષ દાસીનું ખુન કરી શારદાનું હરણ કરી પેલો બુરખાવાળો ખુની નિર્ભયે ગુપ્ત ભોંયરામાં થઇ માતા મહાકાળીના મંદિરમાં આવી પહોંચ્યો. અને તેની રાહ જોતી પેલી ભેદી બુરખાવાળી બલાને મળ્યો. પોતાનું કામ ઘણીજ સહેલાઇથી પાર ઉતરેલું જોઇ આ બન્ને જણ ઘણાંજ હર્ષ પામ્યાં અને ત્યાંથી ઉપડવાની તૈયારી કરવા લાગ્યાં પેલી બલાએ મૂર્તિની ચાંપ દબાવી અને મૂર્તિ પોતાની સ્થાયી જગાએ આવી ચોંટી ગઇ. તરતજ તે બે જણ શારદાની ગાંસડી ખભે નાંખી મંદિર બહાર નીકળી ત્યાંથી થોડે દૂર ઝાડીમાં બાંધેલા પોતાના બે ઘોડા પર બેસી આ બદમાસ બુરખા ધારીની જોડી ગાઢ અંધકારમાં અદ્રસ્ય થઇ ગઇ લગભગ અંધકારમાં

ચારેક કોસ જેટલુ અંતર કાપ્યા પછી તે બે બુરખાધારીઓ ભર જંગલમાં એક નાના ડુંગરની નજીક આવી પહોંચ્યા. અને તે ડુંગરની એક નાની સાંકડી ખીણમાં પોતાના ઘોડા ચલાવવા લાગ્યા. તે ખીણમાં થોડેક દૂર ગયા પછી તે બે વ્યક્તિઓ એક ગુફા નજીક આવી ઘોડેથી નીચે ઉતરી પડી. તરતજ પેલા બુરખાવાળા બદમાસે ગુફાના મુખ આગળ જમીન પર પડેલા મોટા પત્થર નીચે પોતાનો હાથ ઘાલી કંઇક કળ દબાવી તે સાથેજ સડ સડાટ કરતો પત્થર ત્યાંથી દૂર ખસી ગયો. અને નીચે જમીનમાં સડક જેવો સીધો માર્ગ થઇ ગયો. પેલા બુરખા-વાળાએ અંદર જઇ એક ઝીણી સિસોટીનો અવાજ કર્યો અને તે સાથેજ બે હથિયાર બંધી સેવકો ભોંયરામાંથી બહાર આવી આ બુરખાવાળાને નમન કરી ઉભા રહ્યા. તરતજ પેલા બુરખાવાળે તેમને સંજ્ઞા કરી એટલે તરતજ તેઓએ ઘોડાની લગામો પકડી, શારદાની ચાંસડી ખભે નાંખી ગુફામાં ઉતરવા લાગ્યા તેમની પાછળ પેલી બે બુરખાધારી વ્યકિતઓ પણ ગુફામાં દાખલ થઇ અને અંદરથી ચાંપ દબાવી ગુફાનુ દ્વાર બંધ કરી હાથમાં સળગતો કાકડો પકડી ભોંયરા બણી જવા લાગી થોડેક દૂર ગયા પછી આ ભોંયરામાં એક ચોગાન જેવું આવ્યું ત્યાં આગળ ઘોડા બાંધી આ ચારે જણ એક પત્થરના ઓરડા જેવા ભાગમાં આવ્યા તે ઓરડામાં આવેલી એક નાની સીડી વાટે જમીનમાં નીચે ઉતર્યા, અને ત્યાંથી એક અંધારી ગલીમાં નીચે ઉતર્યાં, અને ત્યાંથી એક અંધારી ગલીમાં થઇ બહાર નીકળ્યાં.

અહીં આગળ ડુંગરની ગુફામાં બે ચાર નાના પત્થરના શુશોભિત ઓરડા આવેલા હતા. અને તે ઓરડાઓમાં દરેક સામગ્રી અને પૂરતાં સાધનો રાખવામાં આવ્યાં હતાં. આ ઓરડાઓ આગળ પાંચ સાત હથિયારબંધ પહેરેગીરો રાત દિવસ સખત પહેરો ભરતા

દિવસે ઉપરના ડુંગરમાં રાખેલાં ગુપ્ત બાકાંઓમાં થઇ સૂર્યનો આછો આછો પ્રકાશ તથા હવા અજવાળું પડતું અહીં આવ્યા પછી આ બે બુરખાધારીઓએ પોતાના મોં પરના બુરખા અલગ કરી શારદાની ગાંસડી છોડી તેને એક નાના પણ સુશોભિત ઓરડામાં પલંગ પર સુવાડી દીધી. અને ઓરડાના દ્વાર બંધ કરી બહાર પહેરો ભરતા પહેરેગીરીને ખૂબ સખત બંદોબસ્ત રાખવાનું કહી આ બે બુરખાધારીઓ બીજા ઓરડામાં વિશ્રાંતી લેવા ચાલી ગઇ

---

## પ્રકરણ ૧૨ મું.

### દિવાનો ચંદ્ર

અજબ એ પ્રેમનાં જાદુ દિવાના પ્રેમીઓ જાણે
બનેલાં પ્રેમમાં ઘેલાં મઝાએ પ્રેમની જાણે
વિરહની વેદના વસમી વીતેલી હોય તે જાણે
દિવાનાં પ્રેમનાં દરદી દરદ એ પ્રેમનાં જાણે

(શાન્તિ)

શારદાનું હરણ થયા બાદ બે દિવસ પછી રાજકુમાર ચંદ્રસિંહ પોતાના મિત્ર મંડળ સહિત શિકારેથી પાછો આવ્યો. નગરમાં આવતાંજ આ શોકજનક માઠા સમાચાર સાંભળી તે આભો બની ગયો, પોતાનાજ શયન ખંડમાંથી મધ્ય રાત્રિએ પોતાની પ્રિયતમા શારદાનું હરણ કરી જનાર એવો એ આથાનો બદમાસ કોણ મુવો હશે તેનો વિચાર કરતાં તેનુ મગજ એકદમ તપી ગયું, તે ઉશ્કેરાઇ ગયો, તેનુ વીર લોહી એકા એક ઉછળી આવ્યું, અને તેનો હાથ વારંવાર કમરે લટકાવેલી શમશેર ભણી જવા લાગ્યો, અને પોતાના મિત્ર રામસિંહને સંબોધી કહેવા લાગ્યો

બોલ રામસિંહ બોલ! એ ખૂની કોણ મુઓ હશે? શું તેને એમ પણ ખબર નહી પડી હોય કે આ ચંદ્ર પોતાની પ્રિયતમા પાછળ ડુંગરે ડુંગર, વનેવન, અને સમસ્ત પૃથ્વિપર રખડી તેનુ હરણ કરનાર નરપિશાચને પકડી તેના રાઇ રાઇ જેટલા ટુકડા કરી નાંખશે તેના શરીરને જીવતુંજ જમીનમાં દફનાવી દેશે, અને તે પાપીને પકડવાની ખાતર પોતાનું રાજપાટ પણ ફના કરી નાંખશે, બતાવ, બતાવ, મારા વીર તું બતાવ કે મારી પ્રાણેશ્વરીને પકડી જનાર પિશાચ કયાં છુપાયો છે, કયા ગુપ્ત સ્થળમાં સંતાયો છે, તે જરા મને બતાવ, પછી જોઇલે કે આ ચંદ્ર તે પાપીની કેવી પાયમાલી કરે છે એમ બોલતો ચંદ્ર વધારે ઉશ્કેરાયો તેને શાંત પાડતાં રામસિંહે કહ્યું ભાઇ જરા શાંત પડો આપણે આકાશ પાતાળ એક કરી ગમે ત્યાંથી પણ તે બદમાસને પકડી પાડીશું અને શારદા ભાભીને છોડાવીશું

શારદાનું નામ સાંભળતાંજ ચંદ્ર બાવરો બની ગયો, અને બોલી ઉઠયો, હા શારદા! મારી વહાલી શારદા! તું અત્યારે કયાં હોઇશ, કેવી સ્થિતિમાં હોઇશ, હા દેવી શારદા તારા વગર આ તારો ચંદ્ર દિવાનો બન્યો છે, ભાન ભૂલ્યો છે, બોલ, બોલ, મારી પ્રિયતમા તું કયાં છુપાઇ છે, કયાં સતાઇ ગઇ છે, આવ, આવ, ઓ હૃદય દેવી! તારૂ ચંદ્ર જડિત મુખડુ મને એક વખત બતાવ, તારો વિયોગ મારાથી હવે એક ક્ષણુ પણ સહન થઇ શકતો નથી બોલ દેવી બોલ તું કયાં છુપાઇ છે તારા વગર આ તારો પ્રેમી પાગલ બન્યો છે, ભાન ભૂલ્યો છે, દેવી! તારી પાછળ હું પ્રેમની ફકીરી ધારણ કરી તારા નામની માળા જપી વનેવન, અને ડુંગરે ડુંગર ભટકીશ, તારી પાછળ મારા પ્રાણુની આહુતિ આપીશ, તારા વગર આખા જગતમાં મને કયાંય

પણ શાંતિ મળનાર નથી, તારી પાછળ હું પ્રેમ યોગી બની પ્રેમ સન્યાસ ગ્રહણ કરીશ એમ, બોલતો દિવાનો ચંદ્ર ગાયન લલકારવા લાગ્યો

જીગરના મસ્ત પ્રેમીને જીવન દરકાર શા માટે
દિવાના પ્રેમ ઘેલાને મરણની બીક શા માટે
પ્રિયાના પ્રેમ યોગીને જગત જંજાળ શા માટે
પ્રિયા ઘેલા ફકીરોને પ્રિયાનો પ્રેમ શીર સાટે
બની શું પ્રેમના યોગી અલખ જગમાં જગાવાના

પ્રિયાના નામની ધુનો અમે હરદમ લગાવાના
ભણીશું પ્રેમના પાઠો દય છે હપ્રેમની શાળા
જપીશું પ્રેમના જાપો રટીશું પ્રેમની માળા
ધરીને પ્રેમની કફની ગ્રહીશું પ્રેમની ઝોળી
ફકીરી પ્રેમની લઇશું. વિભુતી પ્રેમની ચોળી
ભલે નિંદે બધી દુનિયા કહે ગાંડા ભલે અમને
કહે શા ની સૂણો યારો નથી દરકાર કંઇ અમને

વારંવાર બે ચાર વખત ગાયન ગાયા બાદ ચંદ્ર ભાન ભુલી બેશુદ્ધ બની જમીન પર ઢળી પડયો. રામસિંહે તેને ઉચકી પલંગમાં સુવાડી પંખો નાખી જરાક શુદ્ધિમાં આણ્યો. શુદ્ધિમાં આવતાંજ ચંદ્રસિંહ એકદમ બોલી ઉઠયો ચાલ, વીરા ચાલ, હાલ અત્યારેને અત્યારેજ આપણે શારદાની શોધમાં જઇએ એમ બોલતો દિવાનો ચંદ્ર રામસિંહનો હાથ પકડી મહારાજા પાસે લઇ ગયો. અને રામસિંહે મહારાજાની આજ્ઞા માગી, બન્ને મિત્રાએ ઘોડેસ્વાર થઇ શારદાની શોધમાં ઝપાટાબંધ જંગલ તરફ પોતાના ઘોડાઓને પૂરપાટ દોડાવી મૂકયા.

---

## પ્રકરણ ૧૩ મું.

### સતીની કસોટી

**સતી નારી શિયળ કાજે જીવન પરવા નથી કરતી**
**હજારો દુઃખ પડવાથી સતી નારી નથી ડરતી**
**પડે છો દુઃખના પહાડો સતી ના સત્યને તજશે**
**ગમે તેવી મુશીબતમાં પતિ પરમેશને ભજશે**

શારદા! શારદા! મારી મનમોહિની શારદા? આ તારા પ્રેમ મંદિરનો પૂજારી તારા સૌંદર્યમાં દિવાનો બની તારી પાસે પ્રેમની ભિક્ષા માગે છે. માટે મારી મધુરી હવે વધારે ન તલસાવ આ તારા દાસપર દયા કર, અને તારા અમૃત ભર્યા મીઠા અધરામૃતનુ આ સેવકને પાન કરાવ.

ચૂપકર! ઓ બુરખાવાળા શયતાન! તારી ઝેરી જીભાનને જરાક કાબુમાં રાખ! અને મને જણાવ કે કુંદનપુરની મહારાણીને મધ્ય-રાત્રિએ ઉઠાવી જનાર, અને આવું હડ હડતું અપમાન કરનાર તું કોણ મુઓ છે, તે તો મને જણાવ?

મારી રસીલી! શું તું હજુ પણ મને નથી ઓળખી શકતી, જો ના ઓળખતી હોય તો ઓળખી લે કે આ તારો સેવક તારા પ્રેમના યોગ્ય છે કે નહી. એમ બોલતાની સાથે તે નરપિશાચે પોતાના મોં પરનો બુરખો એકદમ અલગ કર્યો, અને તે સાથેજ શારદા એકા-એક ચમકી ઉઠી આ કોણ? મહારાજાનો માનીતો સેનાપતિ કાળસિંહ? શું આવો અત્યાચારી, ખુની, નરપિશાચ છે.

કાળસિંહ! કાળસિંહ! ઓ ક્રૂર હૃદયના કાળસિંહ! તને આ શું સૂઝયું? હું તારી પુત્રી સમાન ગણાઉ તેના પર તને આવો અત્યાચાર

ગુજારતાં જરાપણ શરમ નથી આવતી, ઓ દુષ્ટ મને હાલને હાલ છુટી કરીદે નહિ તો મહારાજા તારા રાઇ રાઇ જેટલા ટુકડા કરી નાંખશે.

બસકર સુંદરી ! તારા મહારાજાની મગદુર નથી કે આ કાળસિંહના અંગનો સ્પર્શ કરી શકે સમજી ! આખું સૈન્ય મારા તાબામાં છે, મારા પક્ષમાં છે, મારા એકજ અવાજની સાથે તારા સ્વામિનુ મસ્તક ધડથી જુદુ થઈ જાય તેમ છે, હું કાળસિંહ ધારૂં તો આવતી કાલ કુંદનપુરનો મહારાજા બની શકું તેમ છું માટે સુંદરી તું ચંદ્રને ભુલીજા તારો ચંદ્ર આ જગતમાં ફકત બે ઘડીનો મેમાન છે. માટે જરા વિચાર કર અને મારા બળતા હૃદયને શાંત કર;

બસકર ! ઓ હિચકારા ! તારા જેવા શિયાળવાંની તાકાદ નથી કે મારા સ્વામિને મારી શકે ? ઓ દુષ્ટ જરા સમજ ! મને તું શા સારૂં રીબાવે છે બોલ, બોલ, ઓ પાપી શયતાન મારા જેવી અબળાને શા માટે સતાવે છે,

શારદા તને મેં એક વખતતો કહ્યું કે હું તારા રૂપમાં દિવાનો બન્યો છું, તારા સૌંદર્યમાં ઘેલો બની ભાન ભુલ્યો છું. તારો પ્રેમ મેળવવા તું કહે તેમ કરવા ! તૈયાર છું.

ચૂપ થા ! ઓ પાપી પિશાચ ! પ્રેમ એ શું ચીજ છે તે તું જાણે છે ? શુદ્ધ દિવ્ય પ્રેમ તો હૃદયના ભાવથી થાય છે. હૃદયની ઐકયતા અને સ્નેહના બંધનથી પ્રેમ બંધાય છે. તેવા શુદ્ધ પ્રેમમાં હાસ્યની લ્હેરી નયનના નિઝારા, અને જીવન પ્રાણના સોદા ખેલી, પ્રેમ પોષાય છે, તેવો શુદ્ધ પ્રેમ શું તારી પાસે છે ?

હા હા ! મારી વ્હાલી ! તારા પ્રેમની ખાતર તું કહે તો હું સમુદ્રમાં જંપલાવું, તું કહે તો પર્વત પરથી પડતું મુકું, અને તું કહે તો મારા દેહનું પણ બલિદાન આપુ પણ એક વખત મને તારા મીઠા મધરનું પાન કરાવ

ચૂપ કર ! ઓ વિષયાંધ વ્યભિચારી નરપિશાચ ! તારા જેવા લંપટ પાપીઓ પોતાની ક્ષણિક વિષય તૃપ્તિની ખાતર આંખો છતાં આંધા બની, હાથે કરી રૌ રૌ નર્કના અધિકારી બને છે સમજ સમજ ! ઓ શયતાન જરા સમજ, કે વ્યભિચાર એ મહાને પાપ છે. ઓ પાપાત્મા ! આ લોકમાં આવાં કૃત્ય કરી પરલોકમાં પરમાત્માને તું શું જવાબ આપીશ !

સુંદરી મને પાપકે પૂણ્યની લેશ પણ દરકાર નથી આ લોક કે પરલોકની મને લેશ પણ પરવા નથી તારા પરમાત્માની મને કંઇજ જરૂર નથી.

**આ લોકને પરલોક શું તેની કદર મુજને નહિ**
**આત્મા અને પરમાત્મા તેની કદર મુજને નહિ**

મારી રસીલી રંગીલી ! હું તારૂં રૂપ જોઇ મોહાંધ બન્યો છું. તારૂં સૌંદર્ય દેખી હું ભાન ભુલ્યો છું, અને આ તારૂં મનોહર ચંદ્ર જડિત મુખ દેખી હું પાગલ બન્યો છું પ્યારી

**મનોહર મુખ આ દેખી દિવાનો હું બન્યો પ્યારી**
**ગુલાબી ગાલ પર મોહયો રસીલી તુજને ભાળી**
**પીવા તુજ ઓષ્ટનું અમૃત અધીરૂં દીલ બન્યું મારૂં**
**દયા કર દાસ પર દિલબર કહ્યું તું માનીજા મારૂં**

(શાન્તિ)

બસકર ! ઓ પાપી પિશાચ બસકર ! તુ મારા કયા રૂપ પર મોહિત બન્યો છે ? આ મારી કાયા દેખી તું દિવાનો બન્યો છે. તો જરા વિચાર કર, કે આ મારૂં શરીર મળ, મૂત્ર પાચ પરૂં લોહી, અને અનેક ગંદી ચીજોથી ભરેલુ છે આ મારૂં મુખ કે જેને તું ચંદ્રની ઉપમા આપેછે તેજ મુખમાં લાળ લીંટ અને એવી બીજી અનેક ગંદી ચીજો ભરેલી છે કે જેને જોતાંજ ઉલટી થઇ આવે, તેવી ગંધાતી ગંદી

મોરી જેવી કાયા પર તું શા માટે મોહ પામ્યો છે, ઓ મૂર્ખના સરદાર જરા સમજ કે,

મળ, મૂત્ર, ગંધાતું ભર્યું, ગંદી ગટરસમ દેહમાં
અવલોકતાં ઉલટી થશે, દુર્ગંધ ભરી આ દેહમાં
ચંદ્ર સમ આ મુખ તે લીંટને લાળે ભર્યું
તુજ સમા કુટિલ કામીએ અંધા બની વર્ણન કર્યું
શું મોહ પામ્યો સ્તન પરે તો સ્તન ચીરી આ જોઇલે
લોચા લટકતા માંસના તે આંખ ખોલી જોઇલે
અમૃત નથી આ દેહમાં મળ મૂત્ર ગંધાતું ભર્યું
આંખો છતાં અંધા બની વ્યભિચારી તેં વર્ણન કર્યું
(શાન્તિ)

બસકર ! શારદા ! તારૂં વેદાંત હું સાંભળવા માગતો નથી, તું મને શું શીખવવાની હતી, આ કાળસિંહ સર્વે શીખેલો છે. સર્વે સમજી શકે છે, તારા જેવી અનેક પવિત્રતાની પુંછડીયો પાસે મેં પગ ચંપી કરાવેલી છે, અનેક રમણીઓના રસભંડાર લુંટ્યા છે, તો તું કોણ વિસાતમાં ? બોલ ! જલદી બોલ ! શું જવાબ આપે છે ? જો સીધી રીતે નહી માને તો પછી છેવટે મારે તારા પર બળાત્કાર ગુજારવો પડશે માટે માનીજા.

ઓ વિષયમાં અંધ બનેલા ક્રૂર હૃદયના કાળસિંહ ! યાદ રાખજે કે એક સતી સન્નારી પર બળાત્કાર કરવા જતાં પહેલાં તો આ મારી લોહી તરસી નાનકડી કટાર તારૂં પાપી કાળજું વીંધી આરપાર નીકળી જશે.

ઓ પાપાત્મા ! તેં જે લાખ્ખો અબળાઓનાં શિયળ લૂંટ્યા હશે, તે બધી તારા જેવી વ્યભિચારી કુલટાઓજ તને મળી હશે. કોઇ

વીર વીરાંગના હજુ તને નહિ મળી હોય, શુદ્ધ સતી તો તારા જેવા વ્યભિચારી કુતરાને ક્ષણ વારમાં જમીન દોસ્ત કરી, તારૂં પાપી હૃદય પળ વારમાં ચીરી નાંખે.

અહો ! આટલું બધું હડહડતું અપમાન ! આટલું બધું સતીત્વનું ગુમાન ! અને શૌર્યનું અભિમાન ! ઓ નાદાન છોકરી ? આ કાળસિંહ તારા જેવી છોકરીઓના બકવાટથી કંઇ ડરી જાય તેમ નથી ચાલ અજમાવ તારૂં જોર ! એમ બોલતો સેનાપતિ કાળસિંહ પોતાના બે હાથ લાંબા કરી શારદા ભણી ધસ્યો. પણ ચાલાક શારદાએ તેના લાંબા કરેલા હાથના કાંડા પર પોતાની નાનકડી કટાર એવા તો જોરથી ભોંકી દીધી કે તે પાપી એક ચીસ પાડી જમીન પર પટકાઇ પડયો અને શારદા હાથમાં કટાર પકડી તે પાપાત્માની છાતી પર ચઢી બેઠી કાળસિંહના મોતની ઘડીયો ગણવા લાગી અને શારદા તે પાપીનુ ખુન કરવા તત્પર બની. પણ કાળસિંહની ચીસ સાંભળી ઓરડા બહાર ઉભેલા પાંચ હથિયાર બંધ પહેરેગીરો તથા પેલી ભુરખાવાળી બલા, હાથમાં ખુલ્લી તરવારો પકડી તે ઓરડામાં એકદમ દોડી આવ્યાં અને શારદા પર ધસ્યાં, શારદાએ વિફરેલી વાઘણની માફક છલંગ મારી કાળસિંહને પડતો મૂકી આવનાર પહેરેગીરો તરફ હાથમાં કટાર ને મજબુત પકડી તેમના પર તુટી પડી, અને રણચંડીની માફક આખા ઓરડામાં ઘુમવા લાગી, તેની આંખોમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા અને જોતજોતામાં તો પાપીના બે સેવકોને સ્વધામ પહોંચાડી દીધા. અત્યારે શારદા ખરેખર મહા માયા સમ ભાસતી હતી· તેની પહેરેલી સાડી લોહીથી તરબોળ બની ગઇ હતી. પણ એક સુકોમળ અબળા રાક્ષસી કદના દુષ્ટો સાથે કયાં સુધી ટક્કર ઝીલી શકે આખરે શારદા પકડાઇ પકડાતાં બે ભાન બની ગઇ અને તે દુષ્ટોએ શારદાના હાથ

પગ મજબુત દોરડાથી બાંધી તેને પલંગમાં સુવાડી પેલી બુરખાવાળી બલાએ કાળસિંહને સેવકો પાસે ઉચકાવી પોતાના શયન ખંડના ઓરડામાં લઇ જઇ પલંગમાં સુવાડયો અને તેના જખમી થએલા હાથ પર પાટો બાંધી તેને શુદ્ધીમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગી. થોડીક વાર પછી કાળસિંહ જરાક શુદ્ધિમાં આવ્યો અને બોલી ઉઠયો વહાલી, તે છોકરી કયાં ગઇ તેના પર બરાબર બંદોબસ્ત રખાવજે, જોજે નાસી ન જાય અરેરે! મારા હાથે બહુજ વેદના થાય છે.

વહાલા તે છોકરીના ઓરડા પર આપણા દસ હથિયાર બંધ સેવકોને મૂકયા છે, તેના પર પૂરતો બંદોબસ્ત રાખ્યો છે, શાંત થાઓ લાવો હું તમારા જખમપર દવા ચોપડું એમ બોલી તે બુરખાવાળી બલા પાપીના જખમપર દવા ચોપડવા લાગી.

## પ્રકરણ ૧૪ મું

### પ્રિયાની શોધમાં

દિવાનો પ્રેમનો દર્દી પ્રિયાને શોધવા ચાલ્યો
તજી દઇ રાજવૈભવને વિકટવન માર્ગને ઝાલ્યો

ગીષ્મ ઋતુનો સમય હતો, મધ્યાન કાળ હોવાથી સૂર્યનારાયણના પ્રચંડ અગ્નિ સમા કિરણોથી જમીન અત્યંત તપી ગઇ હતી. આવા ખરા બપોરે તાપની લેશ પણ દરકાર કર્યા વગર રાજકુમાર ચંદ્રસિંહ પ્રિયાના નામનું રટણ કરતો, પ્રિયાનું ધ્યાન ધરતો, પ્રિયાના પ્રેમમાં પાગલ બનેલો પ્રિયાનો પ્રેમઘેલો પ્રેમયોગી, જંગલે જંગલે અને ડુંગરે ડુંગરે, ભટકતો પ્રિયાના નામની માળા જપતો ભર જંગલમાં ભેદી ભોંયરાવાળા ગરની નજીક આવી પહોંચ્યો. મધ્યાનકાળ અને સખત તાપ પડતો હોવાથી બન્ને મિત્રોએ ડુંગરાની નજીક આવેલા એક વડના વૃક્ષ નીચે વિસામો લેવા વિચાર કર્યો અને ઘોડેથી નીચે ઉતરી વડની શીતળ

છાંયામાં પોતાના ધાસીયા પાથરી દીધા. રામસીંહને અત્યંત તરસ લાગેલી હોવાથી તેણે રાજકુમાર ચંદ્રસિંહને કહ્યું. વીરા મને અત્યંત તૃષા લાગી છે મારા કંઠમાં પાણી વગર કાંટા પડયા છે માટે તમે જરા અહીં બેસી આરામલ્યો હું આટલામાં ગમે ત્યાં તપાસ કરી પાણી લઇ પાછો આવુંછુ તમે ત્યાં સુધી અહીંથી કયાંય પણ જશો નહિ, જો જો વીરા વિખુટા ન પડી જતા હું હમણાંજ પાછો આવું છું એમ કહી રામસિંહ ઘોડેસ્વાર થઇ પાણીની શોધ કરવા જંગલ ભણી ચાલ્યો ગયો.

આબાજુ રામસિંહના ગયા પછી રાજકુમાર ચંદ્રસીંહ પોતાની પ્રિયતમાનાજ વિચારો કરતો વિચાર વમળે ચઢયો. અને દિવાનાની માફક પોતાના મન સાથે બોલવા લાગ્યો. અહા! જંગલમાં ભટકતાં ભટકતાં આજ બે દિવસના વહાણા વહી ગયાં પરંતુ હજુ પ્રાણેશ્વરીનો પત્તો ન લાગ્યો, ઓ મારી વહાલી શારદા તું કયાં ગઇ; શું પાપીએ તારૂં ખુનતો નહિ કર્યું હોય. હા તેમજ લાગે છે નહિ તો ગમે ત્યાંથી પણ અત્યાર સુધીમાં તારી ભાળ મળ્યા વગર નજ રહે! શું શારદા તું સ્વર્ગવાસી બની, આ તારા ચંદ્રને રઝળતો મૂકી ચાલી ગઇ, ઓ પ્રિયતમા જ્યારે તું મરણ પામી ત્યારે પછી મારે શા સારૂ જીવવું, કોના માટે જીવવું, શારદા! શારદા! મારી વહાલી શારદા! હું પણ હવે તારી પાછળજ આવું છું ઓ હૃદયેશ્વરી, શું તું સ્વર્ગમાં બિરાજી છું તો હું પણ હવે સ્વર્ગમાંજ આવું છું આ સંસાર મિથ્યા છે, મૃગજળ સમાન છે. એમ બોલતો દિવાનો ચંદ્ર ગઝલ ગાવા લાગ્યો.

પ્રભુના પાત્રને પામી બિરાજી સ્વર્ગમાં પ્યારી
સ્વર્ગ ને તેં ગણ્યું પ્યારૂં મધુરી મોહિની મારી
અરે પ્યારિ પ્રિયા મારી દયાના દીલતેં ધારી
રઝળતો ચંદ્ર ને કીધો સલુણિ શારદા મારી

પતિને શું ભુલી જઇને જગત આજી તજી દઇને
સ્વર્ગમાં શું બિરાજ્યાં છો, રસીલી શું રીસાયાં છો
પુનિત ભાવે કીધિ સેવા પતિવ્રત ધર્મ ઉજવાળ્યો
પતિ સેવા કરી પ્રિતે સતિનો ધર્મ શુભ પાળ્યો
હતા હા ? તે દિવસ કેવા હૃદય ને શાન્તિ દેનારા
બન્યા તે આજ ઓ શાણી જીગરને કત્લ કરનારા
ગયેલા તે દિવસ સુખના મને તે યાદ આવે છે
સ્મરણ એ દિનનું કરતાં નયનથી અશ્રુ વરસે છે
કદી દીધાં હશે દુઃખો ક્ષમા તેની હવે કરજે
દુખી તુજ ચંદ્રને શાણી હવે બસ ! માફ હા કરજે
ક્ષમા માગુ ! ક્ષમા માગું ! હૃદય દેવિ હવે તારી
મળો સ્વર્ગસ્થ ને શાન્તિ વિનંતિ એજ છે મારી
પ્રભુ દરબારમાં પ્યારી તને શાંતિ હવે મળજો
વિભુ તુજ આત્મ ને શાંતી સદા સુખ શાંતિમય કરજો
ગઇ જે હાથથી બાજી હવે ઉદ્યોગ શું થાયે
દુખી તુજ ચંદ્રનાં આસું ન જોવાયે ! ન લ્હેવાયે !
સહન કરતો ! ધીરજ ધરતો ! દુઃખી થાતાં ઘડી રડતો
પરંતુ દૈવના ઘાએ સદા કીધો મને રડતો
મૂરખ મન માનજે મારા અરે દીન એક છે મરવુ
તજી આ જગતની માયા પ્રભુની પાસ જાવાનું
ખીલેલું પુષ્પ ખરવાનું જે જન્મ્યું તે જવાનું છે
અમર કોઈ નથી યારો જગત ફાની થવાનું છે
હતું કોનું ! ગયું કોનું ! રહ્યું કોનું ! રહે કોનું !
ગઈ જે માર્ગથી પ્યારી જગત તે માર્ગ જાવાનું

રહ્યાનો હર્ષ શો કરવો ગયાનો શોક શો ધરવો
વિભુનુ નામ દઇ પ્રિતે સફળ આ જન્મને કરવો
પ્રભુ તે પ્રેમી આત્માને કરો શાન્તિ જગાત્મારે
કહે શાન્તિ સદા શાન્તિ પ્રભુ બક્ષો અમર શાન્તિ

ગઝલમાં ગુલતાન બનેલો ચંદ્ર વારંવાર ગઝલ ગાઇ રહ્યો હતો. તેવામાં સેનાપતિ કાળસિંહ ગુફામાંથી બહાર નીકળી વડ વૃક્ષના નજીક આવી ઉભો રહ્યો પોતાનો શિકાર સપડાએલો જોઇ કાળસિંહ કુમારની નજીક ગયો, અને દિવાના ચંદ્રની પાછળ જઇ એકા એક તેના પર હુમલો કરી તેને પકડી જમીન પર પટકી તેના હાથ પગ દોરડાથી બાંધી તેને લઇને ભેદી ભોંયરામાં ચાલ્યો ગયો, અને આ ભાન ભૂલેલા પ્રિયા ઘેલા પ્રેમીને એક ઓરડામાં કેદ કર્યો.

---

## પ્રકરણ ૧૫ મું.

### મિત્ર ધર્મ.

ચંદ્રસિંહને કાળસિંહ ઉપાડી ગયો ત્યારબાદ થોડીક વાર પછી રામસિંહ પાણી લઇને તે સ્થળે આવી પહોંચ્યો, પણ વડના વૃક્ષ નીચે ચંદ્રસિંહને ન દેખતાં તે એકદમ ગભરાઇ ગયો અને આજુ બાજુ મિત્રની તપાસ કરવા માંડયો. વડના ઝાડ નીચે પડેલાં પગલાં જોઇ તે પગલાંની નિશાનીએ નિશાનીએ ડુંગર ભણી જવા લાગ્યો. પણ ડુંગર પર જતાં પત્થરોમાં પગલાં જણાયાં નહિ. તેથી તે મુંઝાયો, વિચારમાં પડયો, આખો ડુંગર અને ઝાડી ખુંદી વળ્યો, પણ ક્યાંય પણ મનુષ્ય માત્રનો અવાજ તેના સાંભળવામાં ન આવ્યો. તે અત્યંત વિચારવશ બની ગયો, પોતાના પ્રિય મિત્રનો એકા એક વિયોગ

થવાથી તે બાવરો બની ગયો. પણ ધીરજ રાખી ગમે ત્યાંથી પણ પોતાના મિત્રને અને સતી શારદાને છોડાવી લાવવાનો તેને પોતાના મન સાથે દૃઢ સંકલ્પ કર્યો. રાત્રિ પડી ગએલી હોવાથી અને આખો દિવસ રખડી રખડીને થાકી ગએલો હોવાથી રામસીંહ વડના ઝાડ પર ચઢી તેની એક ઘટાદાર ડાળીમાં છુપાઇને બેઠો.

કાળી ભમર જેવી રાત્રિ સમ સમ અવાજ કરતી પસાર થઇ રહી હતી ડુંગર અને ઝાડીમાં જંગલી જનાવરોની ચીસો સંભળાઇ રહી હતી. લગભગ મધ્ય રાત્રિનો સમય થવા આવ્યો હતો એ અરસામાં સામે ડુંગરની ખીણમાં કંઇક અજવાળા જેવું દેખાવા લાગ્યું રામસિંહ ઝાડ પર બેઠે બેઠે તે અજવાળા સામે જોઇ રહ્યો. થોડીક વારમાં તો તે અજવાળું પોતાના ભણી આવતું હોય તેમ રામસિંહને જણાયું રામસિંહ ઘટાદાર પાંદડાંમાં સાવચેતાથી છુપાઇને પોતાનો હાથ તરવારની મુઠ પર રાખી બેઠો અલ્પ વખતમાં તો રામસિંહ જે ઝાડ પર બેઠો હતો તેજ ઝાડ નીચે બે બુરખાવાળી વ્યકિતઓ બીજા બે હથિયાર બંધ સેવકો સાથે તે ઝાડ નીચે આવી ઉભી રહી સેવકોના હાથમાં સળગતા કાકડા હતા. તેઓ ચારે જણ ઝાડ નીચે આવી બેઠા પછી પેલા બે બુરખાવાળાએ પોતાના મુખ પરથી બુરખા અલગ કર્યા.

રામસિંહે કાકડાના આછા અજવાળામાં તેમના મુખ તરફ દ્રષ્ટિ કરી, અને તેમનું મોં જોતાંજ તે એકદમ ચમક્યો, ગભરાયો, અને હમણાંજ નીચે પડુ પડુ થઇ રહ્યો, પણ પાછો તરતજ સાવધ બની જઇ, તેમની થતી વાતચીત સાંભળવા લાગ્યો. આ બુરખાવાળા તે સેનાપતિ કાળસિંહ, અને પેલી ખુબ સુરત ભેદી બલા એ બે જણ હતાં. ગ્રીષ્મઋતુ હોવાથી ભોંયરામાં સખત ગરમી પડતી હોવાથી એ

બે જણાં પોતાના બે હથીયાર બંધ સેવકો સાથે બહાર ખુલ્લા મેદાનમાં હવા ખાવા સારૂ આવ્યાં હતાં.

વૃક્ષ નીચે બેઠા પછી કાળસિંહે પેલી બુરખાવાળી બલાના ગળામાં હાથ નાંખી કહ્યું. વહાલી આજ સ્થળેથી બપોરે હું આપણા શિકારને પકડી લાવ્યો હતો. હવે બસ! આપણો બેડો પાર થઇ ગએલોજ સમજી લેવો કેમકે રાજાને તો હું હવે એક ચપટીમાં ચોળી નાંખીશ, પછી હું મહારાજા અને તું મારી મહારાણી એમ કહી કાળસિંહે તે બલાના મુખ પર એક ચુંબન કર્યું અને કહ્યું પ્યારી હવે આપણું કામ ફતેહ થઇ ગયું સમજી લેવું, પણ પેલી રંગીલી રસીલી જરા માની જાય તો ઠીક, નહિ માને તો કયાં જવાની છે. કાલે સવારમાં હું તેને બરાબર ઠેકાણે લાવીશ, અને તે છતાં પણ જો નહિ માને તો પછી તમે તેના પર જોર જુલમથી બળાત્કાર ગુજારી તમારી ઇચ્છાને તૃપ્ત કરજો.

પણ વહાલી! એ છોકરી બહુ ઉદ્ધત છે જેને આ મારા કાંડાનો જખમ હજુ પણ રૂઝાયો નથી. પણ હવે તો કાલ ગમે તે પ્રકારે પણ હું તેને છોડવાનો નથી.

જબરી હશે તો પણ આપણા કબજામાં આવેલી કયાં જવાની છે, એતો હું જ તેને કાલ પાંસરી કરીશ પણ પેલા ચંદ્રનો કાલને કાલ વધ કરી નાંખજો, એટલે આપણો ખરો કાંટો તો દૂર થઈ જાય બુરખાવાળી બલાએ કહ્યું

અરે દિલદાર એને તો કાલને કાલ ઠાર કરી નાંખીશ મને કંઇ કહેવું પડે તેમ નથી. ઠીક લ્યો ત્યારે હવે જઇને જરા આરામ લઇએ તો સારૂં કારણ કે કાલ સવારમાં બધો ફેંસલો કરી નાંખવો છે માટે

ચાલો જરા નિંદ્રા લઇ મગજ શાંત કરીએ કાળસિંહે કહ્યું અને આ ચારે જણ ત્યાંથી ઉઠી પોતાના નિવાસ તરફ જવા લાગ્યાં.

વૃક્ષ પર લપાઇને બેસી રહેલો રામસિંહ તો આ બધી વાતચીત સાંભળી એકદમ આભોજ બની ગયો, ગભરાઇ ગયો, અને પેલી બુરખાવાળી વ્યકિતઓના ગયા પછી તેમનું રહેઠાણ જોવા સારૂ તેમની પાછળ જવાનો નિશ્ચય કરી ધીમે ધીમે ઝાડ પરથી નીચે ઉતર્યો, અને તે બદમાસોની પાછળ પાછળ અંધકારમાં છુપાતો, છુપાતો, ધીમે પગલે તેમની પુંઠળ પુંઠળ જવા લાગ્યો બદમાસો ગુફાના દ્વાર નજીક આવી છુપી ચાંપ દબાવી ગુફામાં દાખલ થઇ ગયા, તે રામસિંહે દૂરથી જોયું, ગુફામાં પેસવાનો માર્ગ છુપી ચાંપથી કેવી રીતે ઉઘડે છે, તે બરાબર લક્ષ પૂર્વક ધ્યાનમાં રાખી, ગુફામાં દાખલ થવાના દ્વાર પર રામસિંહે નિશાની કરી. પોતે એકલો દુશ્મનો સામે અજાણી ભેદી ગુફામાં ફાવી શકે તેમ ન હોવાથી આ બાબતની ખબર મહારાજાને આપવાનો તેણે વિચાર કર્યો. અને તરતજ પાસેની ઝાડીમાંથી પોતાના ઘોડાને લાવી અંધારી કાળિ રાત્રિએ પોતાના પ્રાણની પણ પરવા રાખ્યા વગર ઘોડેસ્વાર થઇ અંધકારમાં પોતાના ઘોડાને નગ્ર ભણી પુરપાટ દોડાવી મુકયો.

---

## પ્રકરણ ૧૬ મું.

### પ્રિયાનું મિલન અને પાપીનો પરાજય

કાળસિંહે ભાન ભૂલેલા પ્રિયાઘેલા પ્રેમી ચંદ્રને ભોંયરામાં લઇ જઇ શારદાની પાસેની બીજી ઓરડીમાં તેને કેદ કર્યો થોડાક સમય વીતી ગયા પછી ચંદ્રસિંહ જરાક શુધ્ધિમાં આવ્યો. પોતાને કોઇએ

કેદ કર્યો છે તેવું તેને જણાયું. પાણી વગર તેનો જીવ તરફડતો હતો. તે ઉઠી ઉભો થયો અને ભીંતે હાથ ફેરવતો ફેરવતો આ કારાગ્રહમાંથી શી રીતે છુટવું તેનો વિચાર કરતો અંધારા ઓરડામાં ભીતે હાથ ફેરવતો અંધારે ફરી રહ્યો હતો.

તેવામાં અચાનક તેનો હાથ દિવાલમાં ખોસેલા એક લોખંડના સળીયા પર પડયો તે સળીયાને ચંદ્રસિંહે ઘણાજ જોરથી બળ પુર્વક ખેંચ્યો અને તે સાથેજ તે સળીયા નીચેની દિવાલ સડસડાટ કરતી જમીનમાં ઉતરી પડી. ચંદ્ર એકાએક ચમકયો અને ચાર ડગલાં પાછળ ખસી જઇ દિવાલ તરફ દ્રષ્ટિ કરી તો સામે પાસેના ઓરડામાં જવાનો માર્ગ જણાયો. ચંદ્ર ધીમે ધીમે પગલે તે ઓરડામાં ગયો. તે ઓરડામાં એક ઝાંખો દીવો બળી રહ્યો હતો. અને ઓરડા વચ્ચે એક પલંગ પડયો હતો. તે પલંગમાં કોઇ સ્વરૂપવાન યુવતીના હાથ પગ દોરડાથી બાંધી પલંગમાં સુવાડેલી ચદ્રે દીઠી ચંદ્ર મંદ મંદ પગલાં ભરતો પલંગની નજીક ગયો અને દીવાના આછા પ્રકાશમાં તે યુવતીના મુખ તરફ દ્રષ્ટિ કરી તે એકદમ ચમકયો, હર્ષઘેલો બન્યો. અને એકદમ બોલી ઉઠયો કોણ! કોણ! મારી વહાલી શારદા!

એમ બોલતો પ્રેમ ઘેલો ચંદ્ર પલંગમાં સુતેલી શારદાના શરીરે વીંટાઇ વળ્યો શારદાના હાથ પગનું બંધન છોડી નાંખી શારદાને પોતાની સોડમાં દબાવવા લાગ્યો.

પતિનો પરિચય મીઠો મધુરો સ્વર સાંભળતાંજ બેશુદ્ધ બનેલી શારદા એકાએક ભાનમાં આવી પતિના ગળે બાઝી પડી અને બોલી કોણ! મારા વ્હાલા ચંદ્ર! પ્રભુ તમે આવ્યા તો ખરા! એમ કહી સ્વામિને ભેટી પડી ચંદ્રે તેને પોતાની છાતી સરસી દબાવી, આલીંગન આપી, તેના ઉપર ઉપરા ઉપરી ચુંબનનો વર્ષાદ વરસાવ્યો, બન્નેની

આંખમાં સ્નેહનાં અશ્રુ આવ્યાં, બન્ને પ્રેમીઓ પ્રેમઘેલાં બની અરસ્પરસ ભેટયાં મળ્યાં, અને આનંદમાં લીન બન્યાં. સ્વામિનાં દર્શન થતાંજ સતી શારદાના હર્ષનો પાર ન રહ્યો. જેવી રીતે કોઇ ચુસ્ત ભકતને તેની ભકિત અને તપના પ્રભાવે સત્પુરૂષનું મિલન થતાં જેવો અનહદ આનંદ થાય તેવો અપૂર્વ આનંદ સતીને પતિના મિલનથી થયો. સ્વામિને તે સ્નેહથી ભેટી પડી. અને ચંદ્રે પણ પોતાની પ્રિયતમાને પ્રેમપૂર્વક આલિંગન આપી છાતી સરસી દબાવી. શારદા જેમ વૃક્ષને વેલડી લપટાય તેમ પતિના અંગે લપટાઇ અને આ બન્ને પ્રેમઘેલાં પ્રેમીઓ પ્રેમાનંદનું પાન કરતાં સ્વર્ગ સુખ અનુભવવા લાગ્યાં.

અહા ? કેવું અપૂર્વ દ્રશ્ય ? કેવું મિલન ? આ સમયે આ બન્ને પ્રેમી દંપત્તિને કેટલો બધો અનહદ આનંદ થયો હશે ? તેનું વર્ણન કરવાની શકિત આ ક્ષુદ્ર કલમમાં નથી. ખરેખર પ્રમાણ પતિ પત્નિનો વિયોગ જેટલો દુઃખમય છે, તેનાથી પણ અધિક તેમનો સંયોગ સુખમય છે. બન્ને પતિ પત્નિ પ્રેમથી ભેટયાં, મળ્યાં, અને હર્ષાશ્રુ નિખાળ્યાં. અહા ? પ્રેમ એ કેવી અજબ વસ્તુ છે ? સ્નેહના સાગરમાં એક વખત પડયા પછી કંઇ પણ સુઝતું નથી. સ્નેહ એ એક અલૌકિક દિવ્ય ચીજ છે. સાચા સ્નેહથીજ સર્વ કાર્ય સિધ્ધ થઇ શકે છે. સ્નેહથીજ પ્રભુ વશ થાય છે. અને સ્નેહથી જે આ સકળ સૃષ્ટિ ચાલી શકે છે. સ્નેહ વગરનો સંસાર સ્મશાનવત છે. સ્નેહ ? સ્નેહ ? સાચા હૃદયનો શુધ્ધ સ્નેહ એ એક દૈવી ચીજ છે

**હતાં મજનુ અને લયલી બળ્યાંતાં સ્નેહની આગે,**
**અરે ? પરિણામ એ આવ્યું સુઆં તે સ્નેહને માટે;**
**જુઓ શીરી અને ફરહાદ હૃદયનાં શુધ્ધ પ્રેમી તે.**
**કસોટી સ્નેહની કરતાં દટાયા કબ્રમાં સાથે.**

પતિ પત્નિ એક બીજાના કંઠમાં હાથ નાંખી પલંગ પર બેઠાં.

શારદાએ સ્વામિને આલીંગન આપતાં કહ્યું વહાલા ? આપના વિયોગમાં આ દાસીને ઘણું સહન કરવું પડયું એટલું બોલતાં શારદાની આંખોમાં અશ્રુ ભરાયાં, પ્રિયતમાના અશ્રુ લુછતાં ચંદ્રે કહ્યું. હૃદયદેવી હવે ન ગભરા, થવાનું હતું તે થઇ ગયું આપણા કર્મમાં જે દુઃખ ભોગવવાનું હતું તે કોણ મિથ્યા કરી શકે ? પણ વ્હાલી હવે મને જણાવ કે તારી આ દશા કરનાર પાપાત્મા કોણ મુઓ છે ?

શારદાએ પોતાના પર વીતેલી હકીકત સવિસ્તર સ્વામિને જણાવી અને તે સાંભળતાંજ ચંદ્ર ક્રોધથી રાતો પીળો થઇ ગયો. અને એકદમ બોલી ઉઠયો.

કોણ કાળસિંહ ? એ કાળા કૃત્યના કરનાર કાળા નાગ ? હવે તારો વિનાશ પાસે આવ્યો સમજી લેજે પાપાત્મા ? હવે પળવારમાં તારો અંત આવ્યો છે એમ નક્કી સમજજે, પ્રાણેશ્વરી તે પાપીએ તને રીબાવી, તારા ઉપર આવો અનહદ જુલમ ગુજાર્યો, ઠીક છે એ શયતાન ? હવે તારૂં આવી બન્યું છે, પ્રભુ ? શાંત થાઓ પાપીને તેના પાપ કર્મનો બદલો પરમકૃપાળુ પરમાત્મા અવશ્ય આપશે શારદાએ કહ્યું. દેવી ? દેવી ? હું જ્યાં સુધી તે નરપિશાચનુ મસ્તક ધડથી જુદુ નહી કરૂં ત્યાં સુધી મને શાન્તિ વળનાર નથી તે નથીજ ચંદ્રે ગર્જના કરી કહ્યું.

ચંદ્રસિંહનો ભયંકર અવાજ સાંભળી ઓરડા બહાર પહેરો ભરનાર પહેરેગીર એકાએક ઉંઘમાંથી ચમકીને જાગી ઉઠયો. અને આ બાબતની ખબર પોતાના સરદારને કહેવા શ્વાસભેર નાઠો ક્ષણવારમાં તો કાળસિંહ હાથમાં ખુલ્લી શમશેર પકડી પોતાના દસબાર હથિયાર બંધ સેવકો સાથે શારદાના ઓરડામાં આવી પહોંચ્યો અને ભયંકર ગર્જના કરી બોલી ઉઠયો.

ઓ ઉધ્ધત નાદાન છોકરા ? હવે આજ તારૂં મૃત્યુ નજીક આવ્યું છે, એમ સમજી લેજે કમબખ્ત કુમાર ? હું કેવો શૂરવીર છું તે તું જાણે છે ?

હા જાણું છું. તને સારી રીતે જાણું છું વિશ્વાસઘાતી, નીમક હરામી, નીચ કૂતરા ? તારા જેવા લુચ્ચાના સરદાર, અધર્મના અવતાર, અને પાપના પુતળાને હું ઘણી સારી રીતે જાણું છું.

ઉફ ! આટલું બધું અપમાન ! ઓ નાદાન છોકરા ? આ અપમાનનો બદલો આ ક્ષણેજ હું તને હમણાં આપું છું. હું કોણ ? કાળસિંહ ? આગની ફૂંકો ફેંકી તને આ તારી શારદાને ક્ષણવારમાં મારા સ્વાધીન કરીશ

ચૂપ થા ? વિશ્વાસઘાતી નરપિશાચ ? એકદમ બોલતો બંધ થા ? ધિક્કાર છે ? નિમક હરામી નીચ શયતાન ? તને સહસ્રવાર ધિક્કાર છે ? ઓ રજપુત કુલાંગાર તારા અન્નદાતાનું અપમાન કરતાં તને જરા પણ શરમ નથી આવતી, ઓ પાપાત્મા ? તેં ક્ષત્રિયના નામને લજવ્યું છે ? માતાની કુખ લજવી છે ? પાપી પિશાચ સાંભળ,

લજાવી કુખ માતાની લજાવ્યું નામ ક્ષત્રિયનું,
લજાવ્યા પૂર્વજો પાપી લજાવ્યું નામ માનવનું;
લજાવી જન્મ ભૂમિને લજાવ્યું દૂધ માતાનું,
વિષય લંપટ વ્યભિચારી લજાવ્યું લૂણ ખાધેલું.
(શાન્તિ)

ઓ કાળસિંહ ? કાળાં કર્મોના કરનાર કાળસિંહ ? તેં ક્ષત્રિયની જાત લજવી છે. વિશુદ્ધ વંશમાં અવતાર લઇ નામ ડુબાવ્યું છે, પણ હવે તારા કરેલા પાપકર્મોની શિક્ષા હું તને હમણાં પળવારમાં આપું છું.

અરે નાદાન છોકરા ? આ કાળસિંહ તારા જેવા છોકરાઓના બકવાટથી કંઇ ડરી જાય તે મનથી તું જાણે છે કે હું કેટલો ભયંકર છું, મારા પંઝામાંથી હવે તું પ્રાણાંતે પણ છુટનાર નથી હું ધારૂં તો આ સ્થળે અત્યારેજ તને પળવારમાં જમીન દોસ્ત કરી નાખું, મારૂં આવું ભયંકર અપમાન કરનારને છેવટે આ મારી તરવારથી ટુકડે ટુકડા

કરી નાખું તું મને ઓળખે છે ? હું કોણ ? કાળસિંહ ? આ કાળસિંહ ? ખુદ કાળથી પણ ડરે તેમ નથી. ઓ નાદાન છોકરા ?

**ભકવાટ બહુ કરતો નહિ તુજ પ્રાણ જાશે પલકમાં,**
**આ કાળસિંહ ગુસ્સે થશે તો રહીશ નહિ તું ખલકમાં.**

ચૂપ કર ચંડાળ ? આ ચંદ્રસિંહ તારા જેવા નમાલા હીચકારાથી ડરી જાય તેવો નથી તું જાણે છે કે—

**કાયર નમાલા ક્ષત્રિયો, આગળ અરે તું ધીર છે;**
**તુજ કાળનો પણ કાળજો, સામે ઉભેલો વીર છે.**
**આ સિંહનો બાળક કદી ડરશે નહિ શિયાળથી,**
**ટુકડા કરું તુજ દેહના, તું આજ બચવાનો નથી.**

છટ, છટ, શિયાળવા તું મને શું કરી શકે તેમ છે આ ચંદ્રસિંહ આજે તને તારા કરેલા ભયંકર પાપકર્મોનો બદલો આપવા તારી સમક્ષ આવી ઉભો છે માટે હવે તું મૃત્યુ નેભેટવા જલ્દી તૈયાર થા ? પાપાત્મા ? તારા જેવા પાપીના ભારથી આ પૃથ્વી માતા ભારે મરે છે ? માટે ચાલ થઇ જા તૈયાર ?

ઓહ ? આટલું બધું ભયંકર અપમાન ? આટલું બધું શૌર્યનું અભિમાન ? તો લે ચાલ થઇ જા તૈયાર ? નાદાન છોકરા યાદ રાખ કે ?

**આ કાળસિંહ આજે તને, જીવતો કદીના મૂકશે;**
**શૂરવીરની શમશેર તુજને, સ્વર્ગમાં પહોંચાડશે.**

એમ બોલતો કાળસિંહ ક્રોધથી રાતો પીળો બની હાથમાં ખુલ્લી તરવાર પકડી ચંદ્ર ભણી ધસ્યો.

પાપીને પાસે આવતો જોઇચંદ્રસિંહ સિંહની માફક છલંગ મારી એકદમ કૂદયો. અને કાળસિંહના એક સેવકના મોઢાપર જોરથી લપડાક તારી તેના હાથમાંની તરવાર ઝુંટાવી એકાએક કાળસિંહના સામો ધસ્યો, પરંતુ કાળસિંહના અસંખ્ય સેવકોએ એકદમ ચંદ્રસિંહને

ઘેરી લઇ તેના પર તુટી પડયાં. પણ ચાલાક ચંદ્ર પોતાની તરવાર વીઝળીની ઝડપે ફેરવતો, દુશ્મનોને હંફાવતો, એક પછી એક કાપવા લાગ્યો. જોત જોતામાં તો ચંદ્રસિંહે કાળસિંહના પાંચ સાત સેવકોને જમીન દોસ્ત કરી નાંખ્યા આખો ઓરડો રકતથી રંગાઇ ગયો. અને બહાદુર ચંદ્ર લોહીથી ખરડાએલી નગ્ન તરવાર પકડી આખા ઓરડામાં મહાન કેશરીની માફક ઘુમવા લાગ્યો.

એકાએક ચંદ્રસિંહની આવી વીરતા જોઇ કાળસિંહ દિગમૂઢ બની ગયો અને બહાર ઉભેલા બીજા સેવકોને ઓરડામાં બોલાવ્યા તેમણે ચારે બાજુથી ચંદ્રસિંહને ઘેરી લઇ તેના પર ઉપરા ઉપરી તરવારોના ઝટકા મારવા શરૂ કર્યા. ચાલાક ચંદ્ર દુશ્મનોના ઘા પોતાની તરવાર પર ઝીલી લઇ તેમનાં મસ્તક ધડથી જુદાં કરવા લાગ્યો. પણ છેવટે એકલો કયાં સુધી ટક્કર ઝીલી શકે? તેના શરીરે તરવારના બે ચાર સખ્ત ઘા વાગ્યા હતા આખું શરીર રકતથી રંગાઇ ગયું હતુ. છતાં પણ ચંદ્રસિંહ પોતાના પ્રાણની પણ પરવા કર્યા વગર દુશ્મનોને હંફાવી રહ્યો હતો.

આજ સમયે ઓરડા બહાર ભોંયરામાં પીસ્તોલના ઉપરા ઉપરી ભડાકા, અને હથિયારોના ખડખડાટનો અવાજ એકાએક કાળસિંહના કાને પડતાં તે ચમકયો, આશ્ચર્ય ચકિત બની ગયો, અને ઓરડા બહાર નજર કરી તો અસંખ્ય હથિયારબંધ સૈનિકો પોતાના માણસોને કાપતાં કાળસિંહે દીઠાં. અચાનક આવો ભયંકર પ્રકાર બનેલો જોઇ કાળસિંહ વિસ્મીત અને ભયભીત બની જઇ ગભરાયો, અણધાર્યા ઓચીંતા હુમલાથી કાળસિંહ આશ્ચર્ય ચકિત બની જઇ દિગમૂઢ બની ગયો. તેના મુખમાંથી એક પણ અક્ષર બહાર નીકળી શકયો નહી. તેની બહાદુરી હવામાં ઉડી ગઇ. અને નાસી છુટવા માટે આડા અવળાં ફાંફાં મારવા માંડયો પણ વ્યર્થ ! આવનાર સૈનિકોએ

કાળસિંહના તમામ માણસોને કાપી નાખી કાળસિંહને જીવતો પકડી તેને કેદ કર્યો. અને આખા ભોંયરામાં દરેક સ્થળે ફરી વળી જે જે માણસ હાથ આવ્યાં તેમને કાપી નાખ્યાં. છેવટે કાળસિંહના સુવાના ઓરડામાં તપાસ કરી તો પલંગ નીચે બુરખાથી છુપાવેલા મુખવાળી એક સ્ત્રી તેમની નજરે પડી. તેને જીવતી પકડી કેદ કરી ભેદી ભોંયરાનો નાશ કર્યો.

## પ્રકરણ ૧૭ મું.

### કર્મફળ

કરે છે કર્મ જે રૂડાં, સદા ત્યાં સુખના વાસા;
કરે છે કર્મ જે બુરાં, સદા ત્યાં દુઃખના વાસા.
વાવીને વૃક્ષ બાવળનુ, વૃથા છે આમ્રની આશા.
અશુભ કર્મો થકી હરગીજ, વૃથા છે સુખની આશા.

પ્રિય. વાંચક આ નવા આવનાર સૈનિકો તે મહારાજા શૂરસિંહના માણસો હતા. રામસિંહે રાતોરાત નગ્રમાં જઇ મહારાજાને આ બાબતની ખબર આપી. અને મહારાજાએ પોતાનું અસંખ્ય હથિયારબંધ લશ્કર લઇ એકદમ ભેદી ભોંયરામાં પ્રવેશ કરી ખરી અણી અને કટોકટીના વખતે ચંદ્રસિંહને બચાવી લીધો. અને દુષ્ટ કાળસિંહ અને બુરખાવાળી ભેદી બલાને જીવતાં પકડી તે બે જણને કેદી કરી બંદીવાન બનાવી ભેદી ભોંયરાનો નાશ કર્યો. અને પોતાના પુત્ર તથા પુત્રવધુને છોડાવી વાજતે ગાજતે નગર ભણી પ્રયાણ કર્યું.

આજે આખા કુંદનપુરમાં સર્વત્ર આનંદ આનંદ થઇ રહ્યો નગરજનો પોતાના ભાવી રાજાને પુષ્પથી વધાવા લાગ્યાં. આખા નગ્રમાં આનંદોત્સવ ઉજવાયો. રાજમાતા લક્ષ્મીદેવીના હર્ષનો તો કંઇ પારજ ન રહ્યો. તેમને પોતાના પુત્ર તથા પુત્રવધુને પ્રણામ

હર્ષપૂર્વક ભેટી અનહદ આશીર્વાદ આપ્યો. બન્ને જણને ક્ષેમ કુશળ નિર્વિઘ્ને પાછાં આવેલાં જોઇ આખા રાજમહેલમાં અને નગરમાં આનંદ આનંદ થઇ ગયો. દુષ્ટ કાળસિંહને તથા બુરખાવાળી બલાને કેદમાં પૂરવામાં આવ્યાં અને બીજે દીવસે દરબારમાં તેમને યોગ્ય શિક્ષા આપવા મહારાજાએ જણાવ્યું આજનો આખો દિવસ આનંદ અને ખુશાલીમાં પસાર થયો. દરેકની આંખમાં હર્ષના આંસુ આવ્યાં. પરસ્પર ભેટયાં, મળ્યાં, અને અન્યોઅન્ય સુખ દુઃખની હકીકત જણાવી હૃદય ભાર ઓછો કર્યો. અને સર્વે કોઇ આનંદમાં ગુલતાન બન્યાં આખો દિવસ આનંદમાં પસાર થયો. અને સર્વે જણ આનંદમાં ગરકાવ બની ગયાં.

રાત્રિ પડી, જળ જંપી ગયું. અને આખું જગત નિદ્રાદેવીને આધીન બન્યું. અંધકારમયી રાત્રિએ ભીષણ સ્વરૂપ ધારણ કર્યું હતું સર્વત્ર સ્મશાનના જેવી શાંતિ પથરાઇ રહી હતી. મધ્યરાત્રિ વ્યતીત થવા આવી હતી કુંદનપુરની જેલમાં ઝાંખા ફાનસોનું અજવાળું નહી જેવું જણાતું હતું જેલની કોટડી બહાર બે પહેરેગીરો હાથમાં નગ્ન તરવારો પકડી પહેરો ભરી રહ્યા હતા. કારાગ્રહની અંધારી કોટડીમાં કાળસિંહ અને બુરખાવાળી બલા શોકાતુર વદને લમણે હાથ દઇ કરેલાં પાપનો પશ્ચાતાપ કરતાં સ્તબ્ધ બનીને છાનાંમાનાં જાગતાં બેસી રહ્યાં હતાં જ્યારે આખું જગત નિદ્રાદેવીને આધીન બની ક્ષણવાર જગતની જંજાળ, અને સુખ દુઃખ વીસરી જઇ પરમ શાન્તી અનુભવતું હતું ત્યારે આ બન્ને પાપનાં પુતળાં પાપકર્મોનો પસ્તાવો કરતાં વિચાર વશ બની, ઉદાસ વદને અસહ્ય મનોવેદના ભોગવી રહ્યાં હતાં. આખરે થોડીવાર, પછી બુરખાવાળી બલાએ કાળસિંહની નજીક જઇ તેને સંબોધી ઘણાજ ઉગ્રસ્વરથી બોલવા માંડયું.

કાળસિંહ? કાળસિંહ? ઓ કાળા કર્મના કરનાર કાળા નાગ? તેં મારી આ દશા કરી? દુષ્ટ શયતાન? તારા જેવા પાપાત્માની

સોબતથી હું મારા ધર્મથી ભ્રષ્ટ બની, વ્યભિચારી બની, મેં મારૂં સર્વસ્વ લુંટાવી દીધું. અને અંતે આ દશા? ઓ નરપિશાચ?

**બની સૌંદર્યમાં ઘેલી, બની તુજ સાથ વ્યભિચારી;**
**અરે? પાપી વિષય લંપટ, કરી તેં આ દશા મારી.**
**ભુલીને ભાન અંતરનું, બની નિર્લજ વ્યભિચારી;**
**હવે પસ્તાઉં છું આજે, દશા હા? શી થશે મારી.**

(શાન્તિ)

પોતાના કપાળ પર હાથ પછાડી બુરખાવાળી બલા બોલી, હાય? શું આ દશા? આવાં હાલ? આ કારાગ્રહની કોટડીમાં તરફડીને દિવસ કાઢવા પડશે? હાય? શું પાપનું પરિણામ આવું ભયંકર નાશકારક હોય છે, તેવી જો પ્રથમથી મને ખબર હોત તો હું કદાપી કાળે પાપકર્મ ન કરત, પણ હવે પાછળથી શુદ્ધિમાં આવેથી શો ઉપાય? રાંડયા પછીનું ડહાપણ શા કામનું? પાણી વહી ગયા પછી પાળ શા કામની? અને પાપ કર્યાં પછી પશ્ચાતાપ શા કામનો? થવાનું હતું તે થઇ ગયું હવે શો ઉપાય? આ પશ્ચાતાપની ભયંકર આગ હવે મારાથી સહન નથી થઇ શકતી, આવી દુખઃમગ્ન સ્થિતિમાં તો જીવવા કરતાં આત્મહત્યા કરી મરવું તે વધારે સારૂં? આટલા દિવસ હું મારા શરીર સૌંદર્યને મારૂં સર્વસ્વ સમજતી હતી પણ તે સૌંદર્યના લીધેજ મારી આ દશા થઇ, પરપુરૂષના પ્યારમાં પડી, વ્યભિચારી બની કારાગ્રહમાં કેદ બની, આખરે નર્કવાસ ભોગવવો પડશે તે બધું આ સૌંદર્યના લીધેજ? આ કાગસિંહ પણ મારા સૌંદર્ય પર દિવાનો બન્યો હતો માટે આજ હું મારા આ સૌંદર્ય પર વેરવાળી મારા પાપી જીવનનો અંત આણું છું. એમ કહી તે બુરખાવાળી બલાએ પોતાની કમરમાં છુપાવેલી કટારને બહાર ખેંચી કાઢી પોતાના હાથેજ પોતાનું નાક કાપી નાંખ્યું ગાલ અને હોઠપર પણ બે ચાર ઝટકા મારી આખું મોં છુંદી નાંખી

લોહી લુહાણ કરી નાંખ્યું અને પોતાના બન્ને સ્તન કટારીથી કાપી નાંખી કાળસિંહના ખોળામાં નાખી ગુસ્સાપૂર્વક કહ્યું.

કાળસિંહ ? કાળસિંહ ? ઓ વિષયલંપટ નીચ કુતરા ? લે જોઇ લે આ મારૂં સૌંદર્ય ? ઓ પાપાત્મા ? આ મારા સૌંદર્યના લીધેજ તું મારી સાથે પ્યારમાં પડયો હતો. તો પાપી જો ? જો ? આ મારૂં સૌંદર્ય જો ? કે આ સૌંદર્ય કેવું લાગે છે ?

બસ કર ? ઓ પિશાચણી ? હવે બસ કર ? કરેલા પાપ કર્મનું પરિણામ આવુજ હોવું જોઇએ ?

**કરેલા કર્મનો બદલો, મળે છે આ ભવે જગમાં;**
**કરેલાં પુણ્ય પાપોનો, મળે ઇન્સાફ આ જગમાં;**
**સ્વર્ગને નર્ક છે જગમાં, મળે છે ન્યાય અહીંનો અહીં;**
**કરેલા કર્મના ફળનો, મળે છે સ્વાદ અહીંનો અહીં.**
(શાન્તિ)

ઓ દુષ્ટા ? જેમ તેં તારા સૌંદર્ય પર વેર વાળ્યું તેવીજ રીતે હું પણ મારી આ આંખો પર વેર વાળું છું. મારી આ ઝેરી આંખોએજ મારી આ દુર્દશા કરી મને વ્યભિચારી બનાવ્યો છે તારો અત્યારનો આવો કદરૂપ ચહેરો જો પ્રથમ હોત તો આ આંખો વિકારવશ બની તારા રૂપમાં ફસાઇ ન હોત ? માટે બિલ્વમંગળની માફક પ્રથમ આ ઝેરી આંખોને દુર કરી આ વિખારી અંતઃકરણ નષ્ટ કરી, કરેલા પાપકર્મોનો પશ્ચાતાપ કરી. આ દુનિયામાંથી સદાને માટે રજા લઇ કરેલાં ભયંકર પાપકર્મોનો જવાબ આપવા હું કીરતારની કચેરીમાં હાજર થઇશ એમ બોલી કાળસિંહે તે બલાના હાથમાંથી કટાર ખૂંચવી પોતાની બન્ને આંખોમાં ખોસી દીધી અને તે સાથેજ ધડધડાટ કરતી લોહીની ધારાઓ આંખમાંથી છુટી

બસ ? અંધારૂં ! ઘોર અંધારૂં ? ચારે બાજુ અંધારૂં ? કરેલા

પાપકર્મનું પરિણામ આવીજ રીતે ભોગવવું જોઇએ એમ બોલતો કાળસિંહ ભયંકર વેદનાથી મૂર્છા ખાઇ જમીન પર પટકાઇ પડ્યો.

તેના પડ્યા પછી તરતજ બુરખાવાળી બલાએ પોતાનું લોહીથી ખરડાએલું મુખ બુરખાથી છુપાવી પોતાના પેટમાં કટાર ભોંકી આત્મ હત્યા કરી પોતાના પાપી જીવનનો અંત આણ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

### પાપનો પશ્ચાતાપ

હા પસ્તાવો વિપુલ ઝરણું, સ્વર્ગથી ઉતર્યું છે;
પાપી તેમાં ડુબકી દઇને, પુણ્યશાળી બને છે.
(કલાપી)

બીજે દીવસે પ્રાતઃકાળમાં રાજમહેલના વિશાળ દિવાનખાનામાં દરબાર ભરવામાં આવ્યો. આજના દરબારમાં સર્વે કોઇને આવવાની મહારાજાએ પરવાનગી આપેલી હોવાથી અસંખ્ય મનુષ્યો દરબારમાં કાળસિંહને જોવા સારૂ ભરાયાં હતાં ભાયાતો, સરદારો, અમલદારો, અને શ્રીમંત શેઠીયાઓ પોતપોતાના આસનપર બેસી ગયા હતા. આખા દરબારમાં અસંખ્ય માણસોની મેદની ભરાઇ હતી. ફક્ત મહારાજાની આવવાની રાહ જોવાઇ રહી હતી. તેવામાં તરતજ ચોપદારે નેકી પોકારી અને મહારાજા શૂરસિંહે તથા રાજકુમાર ચંદ્રસિંહે દરબારમાં પ્રવેશ કર્યો. દરબારી મંડળે ઉભા થઇ મહારાજાને નમન કરી માન આપ્યું. અને મહારાજા તથા રાજકુમાર પોતપોતાના આસન પર બિરાજ્યા. આખી સભામાં શાન્તિ પથરાઇ ગઇ થોડીવાર પછી મહારાજાએ પકડાએલા બન્ને કેદીઓને દરબારમાં હાજર કરવા સેવકને હુકમ કર્યો. અને થોડીવારમાં કેદી કાળસિંહને નગ્ન તરવારોના પહેરા હેઠળ સભામાં લાવી મહારાજા સમક્ષ રજુ કર્યો આંખે અંધ

બનેલો, અને લોહીથી ખરડાએલો કાળસિંહ ગરીબ ગાય જેવો રંક બની નીચું મોં રાખી સભા વચ્ચે ઉભો રહ્યો. આખી સભા કાળસિંહને અંધ બનેલો જોઇ સ્તબ્ધ બની ગઇ. તેવામાં તરતજ મહારાજાએ કાળસિંહને પૂછ્યું.

કાળસિંહ ? કાળસિંહ ? એ નીમકહરામ નીચ શયતાન બોલ ? તારી જોડીદાર પેલી બુરખાવાવાળી બલા જેમાં ... ... મરણ પામી. અને તું રાતોરાતમાં આંધળો શાથી બની ગયો બોલ જલદી જવાબ આપ ?

અન્નદાતા ? મને જે શિક્ષા કરવી હોય તે ખુશીથી કરો ? હું મારાં કરેલાં ભયંકર પાપકર્મોનો બદલો ભોગવવા આ પળે તૈયાર છું. મારાં કૃત્ય ઘણાંજ ભયંકર અને નીચ છે. હું એક નરપિશાચ છું. માટે મને મારાં કરેલાં પાપકર્મોનો બદલો અવશ્ય મળવો જોઇએ. મારી આંખો મેં મારી જાતેજ ફોડી નાંખી છે. કારણ કે તે ઝેરી આંખોના વિકારથીજ હું આટલી બધી અધોગતીએ પહોંચ્યો તેથીજ તે આંખોને મેં મારા હાથેજ દૂર કરી છે. મહારાજા ? હું એક વિશ્વાસ-ઘાતી, નીમકહરામી, વ્યભિચારી, અને નિર્દય ખૂની, એક નરપિશાચ છું ગમે તેવી ભારેમાં ભારે આકરી શિક્ષા સહન કરવા હું તૈયાર છું. માટે આપને યોગ્ય લાગે તેવી કડક શિક્ષા મને કરો ? બુરખાવાળી બલા તેના કરેલા પાપકર્મોનો પશ્ચાતાપ કરી પોતાના હાથે આત્મહત્યા કરી મરણ પામી છે. અને મેં મારી જાતે આંખો ફોડી મારા પાપકર્મોનું પ્રાયશ્ચિત કર્યું છે.

પણ કાળસિંહ ? એ ભેદી બુરખાવાળી બલા કોણ છે ? અને આ બધો ભયંકર ભેદ શું છે ? તે હવે સ્પષ્ટ રીતે જણાવ કે તારી આ ભયંકર પ્રપંચ બાજીમાં શું ભેદ છુપાયો છે. મહારાજાએ કહ્યું.

અન્નદાતા ? હવે હું મારી સાચે સાચી હકીકત આપને જણાવું છું. કેમકે મારૂં મૃત્યુ મારી સમક્ષ ઉભું છે. મારાં કરેલાં ભયંકર પાપકર્મો

મને સતાવી રહ્યાં છે હું હવે આ દુનિયામાં બસ બે ઘડીનોજ મેમાન છું. અન્નદાતા એ ખુરખાવાળી બલા બીજી કોઇ નહી પણ આપની રાણી ચંદ્રભાગા છે.

હેં શું ચંદ્રભાગા? એ તો મરણ પામી, ચંદ્રભાગા જીવતી ક્યાંથી? બોલ બોલ? ઓ પાપાત્મા? આ બધો શું ભેદ છે?

મહારાજાએ એકા એક ચમકીને ગુસ્સાપૂર્વક કહ્યું અને આખી સભા પણ ચંદ્રભાગા જીવતી હોવાનું સાંભળી સ્તબ્ધ બની ગઇ.

શું કહું મહારાજ? મને પાપીને રાજ્ય ગાદી મેળવવાની દુર્બુદ્ધિ ઉત્પન્ન થએલી હોવાથી હું રાણી ચંદ્રભાગાની સાથે પ્યારમાં પડ્યો તેને મારા પક્ષમાં લઇ મેં અનેક ભયંકર પાપકર્મો કરવા માંડ્યા. અને ભયંકર પ્રપંચ રચી રાણી મરણ પામી છે તેમ જણાવ્યું. અને નદી કિનારે સ્મશાનમાં રાણીની ચિતા નીચે એક ભોંયરૂ બનાવી તે વાટે રાણીને લઇ તેની મદદથી મેં મહાકાળીના મદીરના ભેદી ભોંયરા વાટે રાજમહેલમાં મધ્ય રાત્રિએ પ્રવેશ કરી સતી શારદાનું હરણ કર્યું. અને તેને ભેદી ભોંયરામાં કેદ કરી મેં સતીને સતાવી હવે મારા કરેલા અનહદ પાપકર્મનો બદલો મને આજ મળવો જોઇએ હું એક ખૂની, વિશ્વાસઘાતી, વ્યભિચારી, નીમકહરામ નરપિશાચ છું. આ દુનિયામાં હવે વધારે વખત જીવવા કરતાં મારા પાપી જીવનનો જલદી અંત આણવો તે મને વધારે સારૂં લાગે છે એમ બોલી કાળસિંહે છુપાવેલી કટાર બહાર ખેંચી તરતજ પોતાના પેટમાં જોસબંધ ખોસી દીધી અને તે સાથેજ તે નિર્જીવ બની જમીન પર પટકાઇ પડ્યો. આખી રાજસભા અને મહારાજા એકા એક આશ્ચર્ય ચકિત બની ગયા. છેવટે રાણી ચંદ્રભાગા અને કાળસિંહના શબને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો પાપીઓને પાપકર્મનો બદલો મળી ચૂક્યો અને આખરે સત્યનો જય થયો.

છેવટમાં મહારાજાએ રામસિંહને અત્યંત ધન્યવાદ આપતાં કહ્યું.

ધન્ય છે ! રામસિંહ ! તારા મિત્ર પ્રેમને સહસ્રવાર ધન્ય છે !

આ દુનિયામાં મિત્ર તરીકેનું જે જે શ્રેષ્ટ માન છે, તે તેં કરી બતાવ્યું. નિષ્કપટ અને નિઃસ્વાર્થ વૃત્તિનો સાચા અને શુદ્ધ હૃદયના મિત્ર પ્રેમ જેટલો શ્રેષ્ટ પ્રેમ સમસ્ત સંસારમાં બીજો એક પણ નથી તે કથન તેં સત્ય કરી બતાવ્યું એક મિત્ર તરીકે મારા પુત્ર તથા પુત્ર વધુનો પ્રાણ બચાવવાની ખાતર તેં તારા પિતાના પાપકર્મ પ્રકાશમાં આણ્યાં ધન્ય છે ! તારા જેવા મિત્રોને સહસ્રવાર ધન્ય છે ! તારા આ કરેલા મહાન ઉપકારના બદલામાં હું તને તારા પિતાની સેનાપતિની જગા તથા દસ ગામ તને બક્ષિસમાં આપું છું અને આજથી મારા ચંદ્રના જેવો એક બીજો પુત્ર હું તને સમજું છું. આખા દરબારમાં હર્ષનાદ થયો. અને સર્વે કોઇ મહારાજાને અત્યંત ધન્યવાદ આપવા લાગ્યાં

× × ×

છેવટે અનેક દુઃખો ધીરજથી સહન કરી પ્રેમ પાત્રોનું પરસ્પર મિલન થયું. પાપાત્માઓને કરેલાં પાપકર્મોનું ફળ મળી ચૂક્યું સાચાં અને શુદ્ધ હૃદયના પ્રેમીઓ સંસારને સ્વર્ગસમ બનાવી પોતાના જીવનના અણમોલા દિવસ આનંદમાં નિર્ગમન કરવા લાગ્યાં. ચંદ્રસિંહ સતી શારદાના સતીત્વની મુકતકંઠે પ્રશંસા કરવા લાગ્યો અને શારદા સ્વામિના ચરણમાં પડી તેને પ્રેમપૂર્વક ભેટી, ચંદ્રસિંહે તેને ગાઢ આલિંગન આપી છાતી સરસી દબાવી એક ચુંબન કર્યું. બન્ને પ્રેમીઓ પરસ્પર ભેટયાં, મળ્યાં, અને પ્રેમાનંદમાં લીન બન્યાં, ધન્ય છે ! આવા સાચા હૃદયના શુદ્ધ પ્રેમને ! પરમ કૃપાળુ પરમાત્મા આવો શુદ્ધ દિવ્ય પ્રેમ દરેક ભારતવાસી દંપત્તિના હૃદયમાં પ્રકટ કરો એજ અંતની અભિલાષા.

# સમાપ્ત.

તૈયાર છે ! તાકીદે મંગાવો ! ! ફક્ત થોડીજ નકલો શીલીક છે !

એકી અવાજે વખણાએલું તદ્દન નવુંજ પુસ્તક.

# મધુકાન્તા

યાને

# મેવાડની સિંહણ.



આ પુસ્તકમાં રચાયેલી રજપુત રમણીઓની રણસંગ્રામમાં અપૂર્વ બહાદુરી વાંચી તમે બે ઘડી આશ્ચર્ય પામી જશો. હાલ જનાનખાનાની જેલમાં સડતી સુંદરીઓને પ્રથમની માફક યોગ્ય કેળવણી આપવામાં આવે તો નિર્માલ્ય ગણાતી નારીજાતી આદર્શ દેવીઓ બની શકે, અને તેમનાથીજ વીર રત્નો ઉત્પન્ન થઇ, આખા દેશનો ઉદ્ધાર કરી શકે, તેમાં જરાપણ શક નથી તેવું અત્યંત સુબોધક માતા, બેન, અને સ્ત્રીયોને ખાસ વંચાવવા લાયક અતિ ઉત્તમ પુસ્તક હોવા છતાં તેની કિંમત ફક્ત બાર આનાજ છે ટપાલ ખર્ચ જુદું. માટે તાકીદે મંગાવો.

**મળવાનું ઠેકાણું— કેશવલાલ મગનલાલ દુધવાળા.**

કાળુપુર રોડ—અમદાવાદ.

વાંચો! આજેજ મંગાવો!! વાંચો

સતરમી સદીનું તોફાન

ફક્ત થોડી નકલો શીલીકમાં રહી છે માટે તાકીદે

મંગાવો જુલમી રાજસત્તાના જુલમી કાયદાનો

જડમુળથી નાશ કરનાર ભારત માતાના

વીર પુત્ર અને સાચો સ્વદેશી ભક્ત

# સમીયાણાનો

# બહાદુર કલોજી

( ઐતીહાસીક નવલકથા. )

જે વાંચતા તમારા રૂવાં એકદમ ખડા થઇ જશે હૃદય કંપી ઉઠશે, તેવો ભયંકર રાક્ષસી અત્યાચાર, ભરતખંડપર મોગલ અને હિંદુઓ પર ગુજારેલા અનહદ સીતમો અને હિંદુ બાળાઓના લગ્ન વખતે તેમના જોર જુલ્મથી શિયળ લુટવાને જુલમી સત્તાનો રાક્ષસી જુલ્મી કાયદો, તે કાયદાને જડમુળથી ઉખેડી નાંખી મોગલ સલ્તનતને હંફાવનાર મહાન પરાક્રમી વીરનર કલાજીના અપુર્વ પરાક્રમો આજેજ મંગાવી વાંચો તેની કીમત ફક્ત બાર આનાજ છે. ટપાલ ખરચ જુદુ.

મળવાનું ઠેકાણું.— કેશવલાલ મગનલાલ દુધવાળા.

કાલુપુર રોડ,—અમદાવાદ.